શ્રી હરિ.

# શ્રી ગુણરત્ન કોશ.

સંસ્કૃત ઉપરથી

* તહેના વિવરણ સહિત *

ભાષાન્તર કરનાર

સૌ. સુમતિ.

અંધેરી–મુંબાઇ.

ધી "ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ"

# અર્પણ પત્રિકા.

સદા સ્નેહાળ ઉપકારી મુરબ્બી ભાઇશ્રી બાબુભાઇ.

( ભાસ્કરરાવ વિઠ્ઠલદાસ મહેતા,

એમ. એ. એલ. એલ બી. )

સુમારે બે વર્ષ સુધી પોતાના અત્યંત અભ્યાસન
રોકાણ છતાં અવકાશ લઈ અજ્ઞાન બ્હેન ઉપરના
સ્નેહથી પોતાનો વખત સંસ્કૃત શીખવવામાં
આપ્યો, ને પૂર્ણ મનથી તે શીખવ્યું, તે
શીખવેલ છેક વ્યર્થ નથી ગયું એવો
ત્હમારા મનને સંતોષ આપવા ખાતર-
કાંઈ ત્હમારા અત્યંત આભારનો
બદલો આપવાની ઈચ્છાથી
નહિ કારણકે તેતો અશક્યજ
છે–આ " **શ્રીગુણ રત્ન
કોશ** "નું વિવરણ સહિત
કાવ્ય સવિનય સ્નેહ-
પૂર્વક અર્પણ કરૂં છું.

આજ્ઞાંકિત બ્હેની

સુમતિ.

શ્રી હરિઃ

# ઉપોદ્ઘાત

---

જેમણે રામાનુજ સંપ્રદાયના સાહિત્યનું દ્વાર ઉઘાડી ત્હેમાં પ્રવેશ કરાવ્યો છે, ત્હેમણે એ સંપ્રદાયનું આ રત્નરૂપી સ્તોત્ર બતાવી, વંચાવી, સમજાવીને આટલું લખવાનું કામ કરાવ્યું છે ને એ રીતે ઉપકૃત કરી છે.

આ સ્તોત્ર દ્રવિડ તરફના રામાનુજ સંપ્રદાયના એમના જીવનના સમયમાંજ થઇ ગયેલા શ્રીમાન્ પરાશર ભટ્ટાર્ય નામના આચાર્યે કર્યું છે. શ્રી રંગનાથને ધરાવેલ ખાસ પ્રસાદ ખાવાથી પ્રભુપ્રસાદી તરીકે તેઓ ત્હેમની માતાને અવતર્યા એવી માન્યતા છે અને તેથી બાળકપણથીજ તેઓમાં અદ્ભુત શક્તિ પ્રદર્શિત થઈ. ન્હાના હતા ત્યારે પણ ઘણા પંડિતો સાથે વિવાદમાં તેઓ ઉતરતા અને બધીવાર ત્હેમને હરાવતા પણ ખરા. શ્રીમાન્ રામાનુજ સ્વામીના તેઓ ખાસ પ્રિય ધર્મપુત્ર બરોબર હતા. અને પ્રભુદયા પણ ત્હેમનાપર બહુ હતી એવી માન્યતા છે. ત્હેમણે ઘણાં પુસ્તકો, ટીકાઓ આદિ લખાણ કર્યાં છે ને તેઓ સંપ્રદાયિક સાક્ષરોમાં અતિ સુપ્રસિદ્ધ છે. એમનું આ સ્તોત્ર બહુ ઝમકદાર, વિવિધ ભાતનાં વર્ણનોથી પૂર અને મનરંજક લાગવાથી ત્હેનો કાવ્યમાં ભાષાન્તર કરવા વિચાર કર્યો. કવિની અદ્ભુત શક્તિ તેથી એવી ઝમક ભાષાન્તરમાં આવી શકેજ નહીં વળી કેટલાક સંસ્કૃતમાં રહેલ ભાવાર્થ, ભાષાન્તરમાં શી રીતે આવે ? છંદ પણ બહુ ફેરવી જુદાજુદા રાગના કરવા પડયા છે. કેટલેક સ્થળે એક શ્લોકના બે કરવા પડયા છે. અને કોઇકમાં તો વળી દોઢ

# ॥ अथ श्री गुणरत्न कोशः ॥

**श्रीपराशर भट्टार्यः श्रीरंगेश पुरोहितः ।**
**श्रीवत्सांक सुतः श्रीमान् श्रेयसे मेस्तु भूयसे ॥१॥**

**અનુષ્ટુપ.**

શ્રીપરાશર ભટ્ટાર્ય પુરોહિત શ્રી રંગના,
શ્રી વત્સાંક તણા પુત્ર શ્રેય મ્હારૂં ઘણું કરો. ૧

૧

**અર્થઃ**—શ્રી પરાશર ભટ્ટાર્ય જેઓશ્રી રંગનાથના પુરોહિત હતા તે અને જેઓ શ્રી વત્સાંકના પુત્ર હતા તે મ્હારૂં ઘણું શ્રેય કરો.

**વિવેચનઃ**—જેમનું બનાવેલું આ સ્તોત્ર છે તેમને પ્રથમ પ્રાર્થના છે. તેઓ કોણ હતા, ક્યાંના હતા વિગેરે હકીકત પ્રસ્તાવનામાં આવેલ હોવાથી અહીં ફરી કહેવા જરૂર નથી. આ શ્લોક એમના પછી થઇ ગયેલા એમના શિષ્યનો રચેલો છે. તે સ્તોત્રના આરંભમાં મંગલાચરણ તરીકે મૂક્યો છે. પ્રથમ તેમને વંદન કરી હવે તેમના બનાવેલ સ્તોત્રનો આરંભ કરે છે. સ્તોત્રકારે મંગળ થવા માટે પ્રથમ પ્રાર્થન કરવું જોઇએ અને તે પદ્ધતિ સાધારણ રીતે પરિચિત છે અને એટલાજ માટેજ તે મંગલાચરણ કહેવાય છે.

**श्रीयै समस्त चिदचिद्विधान व्यसनं हरेः ।**
**अंगिकारिभिरालोकैः सार्थयंत्यै कृतांजलिः ॥२**

કરવો પડયો છે. દોહને પૂરો કરત "જાતા" શબ્દો વધારી ઉલટો સારાનો ભુલાવો ખવડાવા જેવું કરવા કરતાં એ એમજ રાખવું વાજબી ધાર્યું છે. સ્તોત્ર, માત્ર ધાર્મિકજ નહિ, પણ નીતિ રીતિના પણ બહુ સારા વિચારો ઉદ્દ્ભવ કરાવે છે. લક્ષ્મીજીનું સ્તોત્ર તેથી સ્ત્રીને તો અત્યંત ઉપયોગી છે પત્નિપતિનો પ્રેમ સંબંધ પરસ્પર વર્ત્તન ઈત્યાદિ બારીકીથી જોતાં ઘણું જરૂરનું માંહીથી જડી આવે છે. તેમજ સાધારણ સ્ત્રીઓ પણ સમજી શકે તેવું એ સરલ છે. વળી સંસ્કૃત ભણનારને એવી ખુબી બરોબર પરખાશે. વાંચેથી સહુ સમજાશે. તેથી વધુ શું લખવું ?

એની નીચે લખેલું વિવરણ પણ એજ સંપ્રદાયના એમની પછી સુમારે બસો ૨૦૦) વર્ષે થયેલ વિદ્વાન આચાર્ય શ્રીમાન્ વેંકટનાથનું લખેલું સંસ્કૃત ત્હેમનુંજ ભાષાન્તર જેવું છે એના આધારથીજ આ લખેલું છે.

જે મીઠાશ સંસ્કૃતમાં છે તેવી લેશ પણ ભાષાન્તરમાં રહી નથી પણ વાંચકવર્ગ કાવ્ય અથવા ભાષાની ઝમક તરફ લક્ષ ન રાખતાં ત્હેનો ભાવાર્થ જોઈ દોષ ક્ષમા કરશે એવો સંપૂર્ણ વિશ્વાસ છે. ને સહુ રસજ્ઞો ત્હેનો રસ સમજી તેમાંથી એકેકો પણ ઉપયોગી ભાવાર્થ પોતાની મેળે કાઢી લેશે તો લખનાર એથી પણ પૂર્ણ સંતોષ પામશે. જેટલું અલ્પ બુદ્ધિએ ગ્રહણ કર્યું તેટલા પ્રમાણમાં લખ્યું છે માટે સર્વ દોષો ક્ષન્તવ્ય છે. અંતે સહુને આ સ્તોત્ર સુખદા અને લાભદા થાઓ એ પ્રભુ પ્રાર્થના છે. તથાસ્તુ.

નમ્રબાલા

**સૌ. સુમતિ.**

## હરિણી.

હરિ ચિદ્ અચિત્ સર્વે પ્રકટાવે
તદા અંગિકાર જે કરે સુભાવે
દૃષ્ટિ નાંખી કરે શ્રમ સાર્થક એવી
ત્હને કૃતાંજલિ કરૂં હે શ્રી દેવી !— ૨

**અર્થ**—જ્યારે પ્રભુ સર્વ ચિત્ અને અચિતને પ્રકટાવે છે, ત્યારે તેને અંગીકાર કરી પોતાની દૃષ્ટી નાંખી જે (પતિનો) શ્રમ સફળ કરે છે એવી શ્રીદેવી ! હું તને (બે હાથ જોડી) કૃતાંજલી કરૂંછું.

**વિવેચનઃ**—સર્વ ચિત્ એટલે ચેતન, અને અચિત્ એટલે પ્રકૃતિ. એ એના મિશ્રણથી પ્રભુ જગતને સરજે છે ને ત્હેમાં પોતે પોતાની ચતુરાઈ સામર્થ્ય વાપરી શ્રમ લેછે તે સર્વ શ્રીજીને બહુ પસંદ પડે છે. ને એ પોતાનો આનંદ દેખાડવા એના ઉપર પ્રેમથી જુએ છે એટલે ભગવાન પોતાનો શ્રમ સફળ માને છે. ભાવાર્થ કે ભગવાન પણ જેને ખુશી રાખવા આટલો મોટો પ્રયાસ કરે છે એવાં શ્રીજી માતાને તો હમારે વંદન કરવુંજ જોઇએ. ને તે સારૂ હાથ જોડ્યા છે. હવે સ્તોત્રકાર પોતે, જે દિવ્ય દેશમાંના એક મુખ્ય દેશનાં શ્રીજીના ઉપાસક હતા તેજ રૂપને સૂચવી સંબોધી આરંભ કરે છે.

उल्लास पल्लवित पावित सप्तलोकी
निर्वाह कोरकितनेमकटाक्षलीलाम् ।
श्रीरंग हर्म्यतलमंगल-दीपरेखां
श्रीरंगराज महिषीं श्रियमाश्रयामः ॥ ३ ॥

પ્રિય છે તેવાં મહા ઐશ્વર્યવાળાં માતાના આશ્રયી હમે થઇએ છીએ.

अनुकूलतनुकांडालिंगनारंभशुंभत्
प्रतिदिशभुजशाखश्रीसखानोकहर्द्धिः ।
तननयनगुलुच्छस्फारपुष्पद्विरेफा
रचयतुमयि लक्ष्मी कल्पवल्ली कटाक्षान् ॥ ४ ॥

## શાર્દૂલ.

શ્રીના નાથ રૂપી સુવૃક્ષ તનુની ચારે ભુજા શાખજે
ત્હેની સિદ્ધિ સમી શ્રીદેવી વિકસે અત્યંત આલિંગને
ગુચ્છે રૂપી સ્તનો કુસુમનયનો ભૃંગો કીકી વાળી તે
લક્ષ્મી કલ્પની વેલી ! તું મુજ પરે દૃષ્ટિ સદા રાખજે-૪

**અર્થ:**—શ્રીના પતિરૂપ વૃક્ષ, ત્હેના તનુરૂપી થડ, ત્હેને ચારે બાજુ ભુજા રૂપી શાખા, ને એ વૃક્ષની રિદ્ધી શોભા–સમી જે શ્રીદેવીના આલિંગનથી વિકાસ પામે છે, જેનાં સ્તન ગુચ્છાને સ્થાને, નયન પુષ્પને સ્થાને, ને કીકી ભ્રમર રૂપી છે એવાં કલ્પની વેલી રૂપી હે લક્ષ્મી ! તું સદા હમારી પર દૃષ્ટિ રાખજે.

**વિવેચન:**—પ્રભુને વૃક્ષનું રૂપ આપી લક્ષ્મીજીને લતાની ઉપમા આપી છે. વૃક્ષ લતાથી શોભે, તેથી હેમને ત્હેની રિદ્ધી રૂપજ ગણ્યાં. પ્રભુનું શરીર તે ઝાડના થડ રૂપ, ત્હેની ચારેબાજુ શાખારૂપ ચાર હસ્તો, તે લક્ષ્મીજીને સ્પર્શના ત્હેમને પોતાના બાહુમાં લેવા લાંબા કર્યાં, તેથી શ્રીજીને વેલીનું રૂપ આપી લક્ષ્મીજીથી વિકાસ પામ્યા એમ કહ્યું. પુષ્પ, ભૃંગ આદી સર્વ ઉપમા ત્હેમના અવયવોની

यद्यावत्तव वैभवं तदुचित स्तोत्राय दूरेस्पृहा
स्तोतुंके वयमित्यदश्च जगृहुः प्राञ्चो विरिञ्च्यादयः।
अप्येवं तव देवि वाङ्मनसयो र्भाषा नभिज्ञं पदं
कावाचः प्रयतामहे कवयितुं स्वस्ति प्रशस्त्यै
गिराम् ॥ ६ ॥

## શાર્દુલ.

ત્હારા વૈભવને ઉચિત સ્તવવા સ્હાવુંજ એ દૂર છે
બ્રહ્માદી પણ પૂર્વથી વદી રહ્યા "સ્તોતા અમે કોણ તે"
કિન્તુ દેવી! હમારી વાણી-મનને-આ ક્ષુદ્ર ભાષા વડે
કાવ્યો આદરીએ-સુમંગલ કરો વાણી તણું માત રે! ૬

**અર્થ:**—ત્હારા વૈભવને ઉચિત સ્તવન કરવાની સ્પૃહા રાખવાની વાતજ શી? એ તો મહા ભારે કામ છે. બ્રહ્માદીપણ પૂર્વથી એવુંજ બોલી રહ્યા છે કે "અરે! હમે ને સ્તુતિ કરનારા કોણ?" તોપણ હે દેવી! અમે તો અમારી ક્ષુદ્ર વાણી મન ને ભાષાવડે ત્હમારૂં સ્તવન-કાવ્ય આદરીએ છીએ તે માટે હમારી વાણીનું ત્હમે મંગલ કરો.

**વિવેચન:**—અનંતના શ્રીજીનો વૈભવ પણ અનંત છે ત્હેની સ્તુતિ યોગ્ય રીતે કોણ કરી શકે? મ્હોટા બ્રહ્માદિ દેવો પણ પોતાની એ કાર્યમાં અશક્તિનો સ્વીકાર કરે છે. છતાં યથામતિ તે કાર્ય કર્યાજ જાય છે તો હમે પણ હમારી ક્ષુદ્ર મતિ અને વાણીથી કાર્યનો આરંભ કરીએ છીએ. ત્હમારા કાર્યમાં વપરાતી હમારી વાણી વખણાય તે સારૂ ત્હેનું મંગલ કરો ને તે સ્તોત્ર કરવા ઉચિત થાય એવું કરો. એ પ્રાર્થના માતાની કરી. હજીપણ આગળ હિંમતથી માંગવા માંડ્યું.

જેનાં પાદ ચિન્હોથી મુરારીને હૃદયમાં પરખી–નિરખીને વેદાન્ત માંહેના તત્ત્વની ચિંતાએથી જ્ઞાની છૂટા થાય છે. જેના ભોગના ક્રમની લીલા પ્રભુના આ આખા વિશ્વરૂપ અનુભવને ગમે છે. ચાંગળું કરે છે. તેવાં હે શ્રીજી! તમારાં અમૃત જેવાં કટાક્ષો હમારી બુદ્ધિની વૃદ્ધિ કરવા હમારા-પર નાંખો.

**વિવેચનઃ**—શ્રીજીની ભ્રમરો જ્યાં જેવી હાલે તેને પ્રમાણભૂત ગણી પ્રભુ જગતમાં ચેતન અચેતનની રચના કરે છે. સામાન્ય જોતાંજ જણાઇ આવે છે કે આ દરિદ્ર ને આ શ્રીમંત, એટલે જ્યાં શ્રી પોતાની કૃપાદૃષ્ટિ નાંખે તે શ્રીમંત ને બીજું રંક છે. એ દૃષ્ટિને અનુસરીનેજ ભગવાન જગમાં ઉચ્ચનીચ કરે છે એવી જાતનો ભાવાર્થ છે. વેદાં-તમાં પરમતત્ત્વ કોણ એ વિષે પણ વાદ ઉઠે તો શ્રીપતિ, વૃક્ષમાં શ્રી ધારે છે તેજ. એ એવા ચિન્હથી પરબ્રહ્મ ઓ-ળખાય. ને તેથી જ્ઞાનીઓ પરમતત્ત્વ કોણ હશે એ ચિંતા-માંથી મુક્ત થઈ પાર પડે છે, ને તે શ્રીજીનાં ચિન્હથીજ, સ્હાયથીજ. વળી પ્રભુ આખા જગમાં વ્યાપ્ત હોવાથી તે પોતાના વિશ્વરૂપે આખા વિશ્વની સર્વ લીલા ભોગવે છે પણ જ્યાં શ્રીજીની લીલા ભોગનો ક્રમ ચાલે ત્યાં વિશ્વરૂપ અનુભવ તો ક્યાં ચાંગળું બની જાય ? ને શ્રીજીની લીલા એવા મ્હોટા અનુભવને પણ ગળી જાય છે એવી રીતે પ્રથમ સંસારી પછી જ્ઞાની ને છેવટ સર્વેશ્વર પણ જેની કટાક્ષ લહરીમાં વૃદ્ધિ કરવા સદા હમારીપર કટાક્ષ નાંખો. જેથી આ સ્તોત્રમાં તે ઉપયોગી થાય, ને અમારૂં શ્રેય બને.

ત્હેનું સ્તવન આરંભ કરવા ઇચ્છા છે ને તેથી બુદ્ધિ સુધારવા પ્રાર્થના કરી; પણ પોતે કેવા અલ્પ ? ને શ્રીજી ક્યાં એ વિચાર થવાથી બીજા શ્લોકમાં કહે છે.

સર્વગુણ ત્હારામાં ભર્યા છે. તે મ્હારી હલકી વાણીના સ્વીકારથી જાહેરમાં આવશે. એટલે હમે ગમે તેવું કરીશું તોપણ તે ઉભયને શોભા દેનારૂં બનશે.

ઇચ્છા ખરી સ્તવનનીજ છે દેવીને ઉચિત તે નહિ થાય, પણ જગતમાં ત્હેની પૂરી યોગ્યતા પરખાય એવું થાય તો સારૂં તે માટે વિનવે છે.

**सूक्तिं समग्रयतुनः स्वयमेव लक्ष्मीः**
**श्रीरंगराज महिषी मधुरैः कटाक्षैः ।**
**वैदग्ध्य वर्णगुणगुंफनगौरवैर्या**
**कंडूलकर्णकुहराः कवयो धयंति ॥ ८ ॥**

## શાર્દુલ.

**શ્રીરંગેશ તણી મહિષી! મધુરી ત્હારી કટાક્ષો વડે**
**મ્હારી વાણી પુરી તું પૂર્ણ કરજે ત્હારી કૃપાથી ખરે**
**અર્થો ગૌરવ ગુણ સર્વ ગ્રથિતા એવી મનોહારી કે**
**જેથી સર્વ રસિક યોગ્ય કવિઓ ત્હેનું સુધા પાન લે.૮**

**અર્થઃ**—શ્રી રંગેશની મહિષી! ત્હારી મધુરી કટાક્ષ વડે મ્હારી વાણીને એવી પરિપૂર્ણ બનાવ કે તેથી તેમાં અર્થ, ચાતુર્ય, પ્રાસની ખુબીઓ એવી મનોહારી આવે કે જેથી સર્વ રસિક યોગ્ય કવિઓ ત્હેનું સુધા પાન લે

**વિવેચનઃ**--એવી વાણી દેનાર શ્રીજીજ છે. ત્હેની સામું જોઇ ત્હેની મધુર કટાક્ષો પોતાની ઉપર રેડવા વિનવે છે. એ કાવ્ય અર્થ ગૌરવ ગુણથી પૂર્ણ તથા ચિત્તને ખેંચે એવું બનાવવા માંગે છે કે જેનાથી સર્વ મર્મજ્ઞ લોકો ત્હેના ભોક્તા થાય. ને એ કાવ્યસુધારૂપી પાનથીજ શ્રીજીની ખરી ખુબી જાણી ત્હેના ભક્ત પણ કોઇ સમે બની જાય.

स्तोतारं तमुशंति देवि कवयो यो विस्तृणीते गुणान् स्तोतव्यस्य ततश्चते स्तुतिधुरा मय्येव विश्राम्यति ।
यस्मादस्मद मर्षणीय भणिति स्वीकार तस्ते गुणाः।
क्षान्त्योदार्यदयादयो भगवति स्वांप्रस्तुविरन् पृथाम् ॥७॥

## ઝુલણા છંદ.

જે કવિઓ ગુણો સર્વ વિસ્તારતા સ્તોત્રકારો કહેવાય તે છે
તે રૂપીભાર-તુજ સ્તુતિ કરવા તણો મુજ પરે આવી વિશ્રામ લેછે
તે થકી લાગતું-તું સ્વીકારે સદા રંકને ક્ષુદ્ર વાણી હમારી
એરીતે આપથી પ્રકટ થાશે કૃપા ક્ષાન્તી ઉદારતા દેવી ત્હારી.૭

**અર્થઃ**—હે દેવી ! જે કવિઓ ગુણોનું વિસ્તાર પૂર્વક વર્ણન કરે છે તે સ્તોત્રકાર કહેવાય, એ સ્તોત્ર કરવારૂપી ભાર ત્હમારી સ્તુતિ કરવાનો મ્હારી ઉપર આવીને પડ્યો છે. તેથી તું હમારી ગમે તેવી રંકને હલકી વાણીનો પણ સ્વીકાર કરે છે એમ લાગે છે, અને એ પ્રમાણે ત્હારી ક્ષમા દયા ઉદારતા આદી ગુણો પોતાથીજ પ્રકટ થશે.

**વિવેચનઃ**—ગુણોનું વિસ્તાર પૂર્વક જે વર્ણન કરે તે સ્તોત્રકાર કહેવાય, શ્રીજીના ગુણનું સ્તવન કરવાનો ભાર પોતાના ઉપર આવી પડ્યો પણ પોતાની તો કાંઇ શક્તિ નથી એમ જણાયું. અજ્ઞાત ગમે તેમ બોલીશું પણ તું તે સર્વ સ્વીકારશે એટલે ત્હારા ગુણ આપોપી પ્રસિદ્ધિમાં આવશેજ. ક્ષમાવાળાની પરિક્ષા ત્હેને ગમે એવું હલકું કહેવામાં આવે છે છતાં કોપ ન કરે ત્યારે થાય. ઉદારતા ગમે તેવું લઘુ કરે તોપણ તે મ્હોટું માની મ્હારૂં બહુ કરી નાંખ્યું, એમ માને. ને એ નિમિત્ત લઇનેજ કૃપા કરે એવા

માતાની વિભૂતિ વધારવામાં પોતે નિમિત્તરૂપ થવા આશા ધરાવી હજી વધારેજ માગે છે–

अनाघ्राता वद्यं वहुगुण परीणाहि मनसा दुहानं
सौहार्दं परिचित मिवाथापि गहनम् ।
पदानां सौ–भ्रात्रादनिमिष निषेव्यं श्रवणयो स्तमेव
श्रीमह्यं बहु मुखयवाणी विलसितम् ॥ ९ ॥

## સવૈયા એકત્રીસા.

હે શ્રી દેવી ! ત્હમે મ્હારી વાણીમાં પૂર્ણ વિલાસ ભરો
જેથી થાય તે દોષની ગંધ રહિત ને બહુ ગુણો થકી પુરીત બનો
મન રંજકને સરળ અતિ હોઇ ભાવ સર્વ બહુ ગહન કરો
પદમાં નહિ અપૂર્ણ અર્થ તે સુણવા અનિમિષ ઇચ્છા હો ૯

**અર્થઃ**—હે શ્રી દેવી ! ત્હમે મ્હારી વાણીમાં પૂર્ણ વિલાસ ભરો. જેથી તેમાં દોષની ગંધપણ રહે નહિ તથા બહુ ગુણો થકી પુરિત બને. વળી તે મનરંજકને સરળ છતાં ભાવમાં બહુ ગહનતાવાળી થાય અને કોઇપણ પદ અપૂર્ણ ન હોય તેથી એ સુણવા ( સર્વને ) વારવાર ઇચ્છા થાય.

**વિવેચનઃ**—મનને રંજન કરે તેવી, અતિ સરલ છતાં તેના અર્થમાં બહુ રહસ્ય હોય, વળી બીજી સર્વ રીતે વાણીને એવી પૂર્ણ બનાવો કે તેથી તે શ્રવણ કરનારને તે ફરી ફરી સાંભળવા ઇચ્છા થાય. પોતાનો ઉદ્દેશ કાંઇ માત્ર જગજન રીઝવવાનોજ નથી પણ શ્રીજીનું સેવન એ મુખ્ય હેતુ છે.

શ્રીજી પ્રસન્ન થયાથી પ્રભુ પ્રસન્ન થશે એ ખાત્રી હોવા-

आहुर्वेदानमानं कतिचन कतिचाराजकं विश्वमेतं
द्राजन्त्रत्केचिदीशं गुणिनमपि गुणैस्तं दरिद्राण मन्ये।
भिक्षावन्ये सुराजं भवमितिच जडास्ते तलातलय
कार्षुरेते श्रीरंग हर्म्यांगण कनकलते न क्षणं लक्ष्य
मासन् ॥ १२ ॥

## ઝુલણા છંદ.

કો કહે વેદના માન્ય, ને કો કહે વિશ્વને ઇશના
ભિક્ષુ નૃપ છે
કો કહે ગુણી પણ સત્ય નિર્ગુણ છે કો કહે
જગતના નૃપ સમે છે.
એમ શ્રી રંગના હર્મ્યના બાગની કનકવેલી !
જનો માંહી માંહે
કલેશ કરીને સહુ જડમતિ લડી મરે જ્યાં તું
ત્હારાં કટાક્ષો ન નાંખે—૧૨

**અર્થ:**—હે શ્રીરંગેશના મહાલયના બાગની કનકવેલી ! જ્યાં તું ત્હારા કટાક્ષો નાંખતી નથી ત્યાં કોઇ વેદમાન્ય નથી એમ કહી, કોઇ વિશ્વનો ઇશ્વર નથી એવું બોલી, કોઇ ભિક્ષુ નૃપ છે એમ, કોઇ ગુણી છતાં વાસ્તવિક નિ-ર્ગુણ છે એમ કહી, ને કોઈ જગતમાં ત્હને એક રાજા જેવો ગણીને જડ બુદ્ધિવાળા જનો માંહોમાંહી લડી મરે છે.

**વિવેચન:**—બૌધ આદિ વેદને માનતાજ નથી, એટલે ત્હેમાંથી સત્ય શોધવા પ્રયત્ન શું કામ કરે? વળ કેટલાક વેદને માનનારા પણ માત્ર પૂર્વ મિમાંસાજ મા તેના પરથી નિરીશ્વરવાદી થાય છે. કેટલાક મહાદેવજીને પ્રભુ માને છે પણ સમાધિમાં યોગી વેષે રહે છે તેથી ત્હેને

देवि श्रुतिं भगवतीं प्रथमे पुमांस
स्त्वत्सद्गुणौघ मणिकोश गृहं गृणंति ।
तद्द्वारपाटन पटूनिच सेतिहास संतर्केण स्मृति
पुराणपुरःसराणि ॥ ११ ॥

## હરિગીત.

પ્હેલા નરો એ દેવી ત્હારા સદ્ગુણોના ઓઘને
શ્રુતિ ભગવતી મણીકોશ જેવા ગૃહમહિં મૂક્યાજ છે
તે દ્વાર ત્હેનાં ખોલવામાં કુશળ એવા અન્ય જે
ઇતિહાસ ન્યાય સ્મૃતિ પુરાણો ગુણો ત્હેમાંથી ભરે. ૧૧

**અર્થઃ**—હે દેવી ! ભગવતી શ્રુતિમાં ત્હારા સદ્ગુણોના ઓઘ મણીકોશના ગૃહ પેઠે ભર્યા છે; ને ત્હેનાં દ્વાર ઉઘાડવામાં કુશળ એવા અન્ય ( જનોએ ) ઇતિહાસ, ન્યાય પુરાણાદિ તેથી ભર્યા છે.

**વિવેચનઃ**—શ્રુતિએ, શ્રીજીના ગુણ પ્રથમ થયેલા શ્રુતિના પ્રણેતા મહર્ષિ દ્વારા પ્રકટ કર્યા છે. જેમ ભંડારમાં ભૂષણો ભરેલાં હોય તેમ તેમાં ગુણો છે. પણ ખજાનાની કુંચી વગર ત્હેમાંથી તે નીકળી શકે નહિ તેમ પછીથી થયેલા ઋષીઓએ ઇતિહાસ પુરાણ વિગેરે રૂપી કુંચીઓથી ત્હેને ખુલ્લા કર્યા છે ત્હેમાં ત્હેનો વિસ્તાર પૂર્વક ખુલાસો છે. ભાવાર્થ કે—શ્રુતિમાં જો રહસ્યાર્થ રહેલો છે તે પુરાણાદિથી પ્રસિદ્ધ થયો છે.

પરંતુ વિદ્યાએ ખરૂં ચક્ષુ છે. તેમાં પણ બ્રહ્મ વિદ્યા વિના ખરેખરૂં તત્ત્વ તો પરખાયજ નહિ. બ્રહ્મ વિદ્યા કહો અથવા શ્રીદેવીની વિભુતિ ત્હેની કૃપાકટાક્ષ કહો તે વિના સર્વ વ્યર્થ છે. સત્ય ત્હેની કૃપાથીજ જણાય છે ને ત્યાં સુધી જનો કેટલાં ગુંચવાય છે તે ક્રમાનુસાર ગણાવે છે—૧૧

**વિવેચન:**—શ્રીજીની ભક્તિ એજ પરમ ઔષધ છે એ-નાથી જેનાં જ્ઞાનચક્ષુ ઉઘડી ગયાં છે તે વેદાન્ત જોઇ, જે અન્યને ઝટ ન સમજાય તે સઘ સમજે છે. પ્રભુની વિભુ-તિનો મહિમા તેજ શ્રીજીનો મહિમા ને તે શ્રુતિ વિસ્તાર પૂર્વક વર્ણવે છે પણ જે જન્મથી દૈવી સંપત્તિવાળાં હોય ત્હેમનેજ તે દેખાય છે અને તેઓજ ત્હેનો લાભ લેછે. ખરેખરા ધન્ય તેઓજ છે. તેઓજ ત્હેને ભોગવી જાણે છે.

શ્રુતિમાં શ્રીવિશે ક્યાં શું કહ્યું છે ત્હેનું એકજ દૃષ્ટાંત આપે છે.

**अस्येशाना जगत इति ते धीमहे यां समृद्धिं श्रीः श्रीसूक्तं बहु मुखयते त्वांच शाखानु शाखम्।**
**ईष्टे कश्चिज्जगत इति यः पौरुषे सूक्त उक्तस्तंच त्वत्कं पतिमधिजगावुत्तरश्चानुवाकः ॥ १४ ॥**

**મંદાક્રાન્તા.**

**अस्येशाना** ઇતિ શ્રુતિ કહે છેજ સમૃદ્ધિ ત્હારી
શ્રીસૂક્તે તે વિવિધ રીતે દીધી વિસ્તારી ભારી
નક્કી થાવા જગપતિ કો પૌરૂષે સૂક્તમાં છે
વિશ્વેશા જે તવપતિજ તે ઉત્તરે—એવું કહે છે

**અર્થ:**—હે શ્રી: **अस्येशाना** કરીને જે શ્રુતિ છે, તે ત્હારીજ સમૃદ્ધિ કહે છે. તેનો વિસ્તાર શ્રીસુક્તે બહુબહુ રીતે કહ્યો છે અને જગતનો પતિ કોણ તે નક્કી કરવા સારૂ પણ પુરૂપ સૂક્તમાં ત્હારો પતિ તેજ વિશ્વેશ એમ ઉત્તર અનુવાકથી સિદ્ધ કર્યું છે.

**વિવેચન:**—"**अस्येशाना**" એ શ્રુતિ કહે છે કે ઇશની ઈશાના તે વિષ્ણુ પત્નિ. એ દંપતી જગતનું રાજ કરે છે.

ભિક્ષુરાજા એમ કહે છે. કેટલાક વળી એમ કહે છે કે વિશ્વેશ્વર વાસ્તવિકમાં નિર્ગુણ છે છતાં ઉપાધિથી સગુણ બને છે. ને કેટલાક એવું માને છે કે પ્રભુ છે પણ તે જગતમાં રાજા એક ઠેકાણે રહી રાજ કરે તેમ એક સ્થળે રહી પોતાની શક્તિથી નિયમ ચલાવે છે. આ પ્રમાણે અન્યોન્ય વિરૂદ્ધમતવાળા એક બીજાનું ખંડન કરવામાં જ્યાં સુધી તું કૃપા દૃષ્ટી ન નાંખે ત્યાં સુધી લાગ્યા રહે છે

પણ જેમનાં મનજ પ્રથમથી એવાં બન્યાં હોય ત્યાં શો ઉપાય ? જન્મથીજ દૈવી આસુરી સંપત્તિવાળાં પરખાય ને તેમને તેવુંજ રૂચે. દૈવી જનો વિરલ છે. ને એ ગ્રંથ સમજનારાંને ધન્યવાદ આપે છે.

**मनसि विलसिताक्षणा भक्ति सिद्धांजनेन श्रुति**
**शिरसि निगूढं लक्ष्मिते वीक्षमाणाः ।**
**निधिमिव महिमानं भुंजते येऽपि धन्या ननु**
**भगवति दैवीं संपदं तेऽभिजग्ताः ॥ १३ ॥**

**હરિગીત.**

જહેનાં મનોનાં ચક્ષુ ત્હારી ભક્તિરૂપ સિદ્ધાંજને
ઉઘડયાં, જુએ શ્રુતિ શીર્ષ છે તે નિગુઢ પૂર્ણ યદ્દી જતે
નિધિ તુલ્ય તેને ભોગવે મહિમા સુધી સમજી ખરે
છે ધન્ય ત્હેને જન્મથી તે દૈવી સંપત્તિ ધરે—૧૩

**અર્થ**:—ત્હારી ભક્તિ રૂપી સિદ્ધ અંજનથી જેમના મનમાં ચક્ષુ—જ્ઞાનદૃષ્ટિ ઉઘડી છે અને તેવડે જેઓ શ્રુતિના શિરોભાગમાં તે પૂર્ણ નિગુઢ છતાં પણ જોનારાં છે તે નિધિની પેઠે ત્હારા મહિમાને જાણી ભોગવે છે ત્હેમને ખરેખર ધન્ય છે. તેઓ જન્મથીજ દૈવી સંપત્તિ વાળા છે

ઇતિહાસ પુરાણાદી છે. ત્હેમાં પણ રામાયણથી તો શ્રીજી ગુણમહિમાની પરાકાષ્ટા છે તેથી કહે છે કે ત્હેનાંજ ચરિત્રોથી રામાયણ ભર્યું છે. એટલુંજ નહિ પણ ખરેખર માંહિની પ્રાણદાતા રસપુરનારી તેજ છે. કારણ તે ન હોય તો પછી રામાયણની શી ખુબી ? શ્રીરામસ્વામીનું શું પરાક્રમ ? એ રીતે માત્ર શ્રુતિજ નહિ પણ સર્વ બીજાં પુરાણાદિ પણ ત્હારા ગુણોથી ભર્યાં છે.

આ પ્રમાણે શ્રીજીનો મહિમા શાસ્ત્રના પ્રમાણથી છે એ વિશે ખુલાસો કરી ત્હેનો વૈભવ કેવો ને કેટલો તે કહેવા માંડે છે

**आकुग्राम नियामका दपिविभो रासर्व निर्वाहका**
**देश्वर्यं यदि होत्तर गुणं श्रीरंगभर्तुः प्रिये ।**
**तुंगं मंगलं मुज्वलं गरिमवत् पुण्यंपुनः पावनं**
**धन्यं यत्तद्दश्व वीक्षण भुवस्ते पंचषाविप्रुषः**
**॥ १६ ॥**

## શાર્દુલ.

ન્હાના ગ્રામથી તે નિયામક વિભુનું સર્વ ઐશ્ચર્ય જે
તે નિર્વાહતી ઉત્તરોત્તર ગુણે શ્રીરંગભર્તા પ્રિયે !
ઉંચું, મંગલ, ગૌરવોજ્વલ અને પુણ્યો વળી પાવને
તે ત્હારાં તદપી બધાં તવ કૃપાનાં પાંચ બિંદુ ખરે.

**અર્થઃ**—ન્હાનાં ગામડાથી તે નિયામક વિભુ સુધી જે સર્વ ઐશ્ચર્ય છે તેનો, હે શ્રીરંગભર્તાની પ્રિયે ! તું ઉત્તરોત્તર ગુણે નિર્વાહ કરે છે અને ઉંચું, મંગલ, ગૌરવ વાળું, ઉજવલ, પુણ્ય તથા પાવન એ સર્વ તો માત્ર ત્હારી કૃપાનાં પાંચ ટીપાં છે.

શ્રી સૂક્તમાં તો શ્રીજી માટે વેદાંત તુલ્યજ પ્રમાણ છે વળી આ જગતનો કોણ ઇશ તે વાદ ઉભો થતાં પુરૂષ સૂક્તમાં ઉત્તર અનુવાકુથી એવું પ્રતિપાદન કર્યું છે કે જે લક્ષ્મીપતિ તેજ વિશ્વપતિ છે. આની રીતે ત્હારો મહિમા વેદાન્ત પ્રતિપાદિત છે ને પ્રભુ જે "વેદ્ય" છે તે જાણવામાં એ મૂળ સહાયકાર છે.

उद्बाहुस्त्वा मुपनिषद्सावाह नैकां नियंत्रीं
श्रीमद्रामायणमपि परं प्राणिति त्वच्चरित्रे ।
स्मर्तारोऽस्मज्जननि यतमे सेतिहासैःपुराणै
र्निन्युर्वेदानपि च ततमे त्वन्महिम्नि प्रमाणम् ॥१५॥

## ઝુલણા છંદ.

આ રીતે એકલી બાહુ ઉંચો કરી શ્રુતિતને નિયંત્રી
ન કહેતી
કિંતુ ત્હારાં ચરિત્રો શ્રી રામાયણે છે ભર્યાં તું
મહિં પ્રાણ દેતી
સર્વ ઇતિહાસને પુરાણેથી સર્વ આ પ્રમાણે અ-
મારી જનેતા
સ્મૃતિકારો પ્રતિપાદતા વેદના અર્થમય તવ મહિ-
મા કહેતા.

**અર્થ**—આ પ્રમાણે માત્ર શ્રુતિજ ઉંચા હસ્ત કરીને ત્હને નિયંત્રી નથી કહેતી પરંતુ ત્હારાં ચરિત્રોથીજ શ્રીમદ્ રામાયણ ભર્યું છે ને ત્હેને પ્રાણદેનાર તુંજ છે એ રીતે હે જનેતા ! સર્વ સ્મૃતિકારો ઈતિહાસને પુરાણોથી ત્હારો મહિમા કહેતા વેદના અર્થને પ્રતિપાદન કરે છે

**વિવેચન**—વેદના અર્થ ગંભીર છે ત્હેના ખુલાસા સારૂ

ઇતિહાસ પુરાણાદી છે. ત્હેમાં પણ રામાયણથી તો શ્રીજી ગુણમહિમાની પરાકાષ્ટા છે તેથી કહે છે કે ત્હેનાંજ ચરિત્રાથી રામાયણ ભર્યું છે. એટલુંજ નહિ પણ ખરેખર માંહિની પ્રાણદાતા રસપુરનારી તેજ છે. કારણ તે ન હોય તો પછી રામાયણની શી ખુબી ? શ્રીરામસ્વામીનું શું પરાક્રમ ? એ રીતે માત્ર શ્રુતિજ નહિ પણ સર્વે બીજાં પુરાણાદિ પણ ત્હારા ગુણોથી ભર્યા છે.

આ પ્રમાણે શ્રીજીનો મહિમા શાસ્ત્રના પ્રમાણથી છે એ વિશે ખુલાસો કરી ત્હેનો વૈભવ કેવો ને કેટલો તે કહેવા માંડે છે

**आकुग्राम नियामका द्विविभो रासर्व निर्वाहका**
**दैश्वर्यं यदि होत्तर गुणं श्रीरंगभर्तुः प्रिये ।**
**तुंगं मंगलं मुज्वलं गरिमवत् पुण्यंपुनः पावनं**
**धन्यं यत्तद्दश्व वीक्षण भुवस्ते पंचषाविप्रुषः**
॥ १६ ॥

## શાર્દુલ.

ન્હાના ગ્રામથી તે નિયામક વિભુનું સર્વ ઐશ્વર્ય જે
તે નિર્વાહતી ઉત્તરોત્તર ગુણે શ્રીરંગભર્તા પ્રિયે !
ઉંચું, મંગલ, ગૌરવોજ્વલ અને પુણ્યો વળી પાવને
તે ત્હારાં તદપી બધાં તવ કૃપાનાં પાંચ બિંદુ ખરે.

**અર્થ:**—ન્હાનાં ગામડાથી તે નિયામક વિભુ સુધી જે સર્વ ઐશ્વર્ય છે તેનો, હે શ્રીરંગભર્તાની પ્રિયે ! તું ઉત્તરોત્તર ગુણે નિર્વાહ કરે છે અને ઉંચું, મંગલ, ગૌરવ વાળું, ઉજવલ, પુણ્ય તથા પાવન એ સર્વ તો માત્ર ત્હારી કૃપાનાં પાંચ ટીપાં છે.

**વિવેચનઃ**—આખા જગતના બધા બ્રહ્માદી લગી ઇશ્વરોનું ચૌદ લોકમાં જેજે સારૂં–સંગ્રહ કરેલ છે તે માત્ર શ્રીજીના મહિમાના સમુદ્રનાં પાંચ ટીપાં છે. કારણ કે કોટી બ્રહ્માંડમાંનું આ એક બ્રહ્માંડ છે. તે બધાંમાં ને ઉપરાંત પણ સર્વ શ્રીજીના મહિમાની છાયા છે. તે અનંતની સહિત છે. તેમ તેનું બધું પણ અનંત છે.

જેજે સારૂં છે તે ત્હેનોજ વૈભવ છે. તેજ બીજાં દૃષ્ટાંતથી સમજાવે છે.

**एको मुक्तातपत्र प्रचुरमणिघ्रणत्कारि मौलिर्मनुष्यो**
**दृप्यंद्दंतावलस्थोनगणयतिनतान्यत्क्षणंक्षोणिपालान् ।**
**यत्तस्मै तिष्ठतेऽन्यः कृपणमशणो दर्शयन् दंतपंक्ति**
**तत्ते श्रीरंगराज प्रणयिनि नयनो वंचितन्यंचिताभ्याम्**
**॥ १७ ॥**

## એકત્રીસા સવૈયા.

એક પુરૂષ એવો છે કે જેનાપર મોતી છત્ર ફરે
જેને શીરે મુકુટ ધરેલો ત્હેમાં મણીઓ વાદ્ય કરે
મસ્ત હાથીપર બીરાજેલ છે કોઇની ના છે દરકારે
ભૂમિપાલો નમન કરે ત્હેને પણ લેશ ન ગણકારે
અન્યજ ત્હેની સ્હામે, નીચે મનુષ્ય એક ઉભેલો છે
જે કંગાલ પુરો, ને બીજું કોઇ નથી શરણ ત્હેને
ખોલી દાંત બત્રીસ દીન થઇ શ્રીમંતને તે વિનવે છે.
રંગપ્રિયા ત્હારી એ ઉંચી નીચી દષ્ટીના નમુના છે.

**અર્થઃ**—એક પુરૂષ એવો છે કે જેના ઉપર મોતીનું છત્ર ફરે, શીરમાં લટકતાં મણીઓવાળો મુકુટ ધારણ કરેલો હોય, અને તે મસ્ત હાથીપર બેપરવાઇથી બેસી,

ભૂમિપાલો તેને નમન કરે ત્હેને પણ લેશ ગણકારતો નથી. ત્યારે તેનીજ સ્હામે નીચે એક મનુષ્ય ઉભેલો છે જે પુરો કંગાળ છે ને ત્હેને કોઇનો આધાર નથી. તે શ્રીમંતને પોતાની દંતબત્રીસી ઉઘાડી વિનવે છે તે એ હે શ્રીરંગરાજ પ્રિયા ! ત્હારી ઉંચીનીચી દ્દષ્ટિના નમુના છે.

**વિવેચનઃ**— જેના પર ઉંચી નજરે કૃપાથી જુએ તે ચક્રવર્તિ બની જાય, ને જેની તરફ નજર બંધ કરે તે કંગાલ ભિક્ષુક બને; એમ શ્રીજીની કૃપા હોવી ન હોવી એ પ્રત્યક્ષ પરખાયછે.

ત્હેમનો લાભ લેવો તો સૌ લૌકિકને પણ ભાવે છે. સૌને જોવામાં આવે છે. એવી વાતને ફરી બીજા રૂપમાં બોલે છે.

**रतिर्मति सरस्वती धृति समृद्धि सिद्धि श्रीयः सुधासखि यतोमुखं चिचलिषेत्तव भ्रूलता ।**
**ततोमुख मथेंदिरे बहुमुखीमहं पूर्विका विगाह्य च वशंवदाः परिवहंति कुलंकषाः ॥ १८ ॥**

**હરિગીત.**

તવ ભ્રૂલ્લતા હે સખી સુધાની હાલતી જેના પ્રતિ
વિદ્યા રતિ સિદ્ધિ સમૃદ્ધિ ધૃતિ મતિની ત્યાં ગતિ
એ સર્વ ઇચ્છે એવું કે " હું પ્રથમ પ્હોંચી જાઉં ત્યાં "
જળપુર્ણ નદીના વ્હેન પેઠે ઇન્દિરા ? વહે તે બધાં.

**અર્થ**—હે સુધાની સખી ! ત્હારી ભ્રૂલતા જેના ભણી જરા હાલે છે તે ભણી રતિ, મતિ, સિદ્ધિ, સમૃદ્ધિ, ધૃતિ વિદ્યા, સર્વની ગતિ છે. તેઓ એમ ઇચ્છે છે કે " હું પ્રથમ ત્યાં પહોંચી જાઉં " ને તેવું ઇચ્છી હે ઇન્દિરા તેઓ બે તરફ પૂર્ણ ભરેલી નદીના વ્હેન પેઠે ત્યાં વહે છે.

**વિવેચન**—જેની ભણી શ્રીજીનાં કૃપાકટાક્ષ પડે છે

**વિવેચનઃ**—આખા જગતના બધા બ્રહ્માદી લગી ઇશ્વરોનું ચૌદ લોકમાં જેજે સારૂં–સંગ્રહ કરેલ છે તે માત્ર શ્રીજીના મહિમાના સમુદ્રનાં પાંચ ટીપાં છે. કારણ કે કોટી બ્રહ્માંડમાંનું આ એક બ્રહ્માંડ છે. તે બધાંમાં ને ઉપરાંત પણ સર્વ શ્રીજીના મહિમાની છાયા છે. તે અનંતની સહિત છે. તેમ તેનું બધું પણ અનંત છે.

જેજે સારૂં છે તે ત્હેનોજ વૈભવ છે. તેજ બીજાં દ્રષ્ટાંતથી સમજાવે છે.

**एको मुक्तातपत्र प्रचुरमणिग्रणत्कारि मौलिर्मनुष्यो**
**द्दग्ग्रंदंतावलस्थोनगणयतिनतान्यत्क्षणंक्षोणिपालान् ।**
**यत्तस्मै तिष्ठतेऽन्यः कृपणमशणो दर्शयन् दंतपंक्तिं**
**तत्ते श्रीरंगराज प्रणयिनि नयनो वंचितन्यांचिताभ्याम्**
**॥ १७ ॥**

## એકત્રીસા સવૈયા.

એક પુરૂષ એવો છે કે જેનાપર મોતી છત્ર ફરે
જેને શીરે મુકુટ ધરેલો ત્હેમાં મણીઓ વાદ્ય કરે
મસ્ત હાથીપર બીરાજેલ છે કોઈની ના છે દરકારે
ભૂમિપાલો નમન કરે ત્હેને પણ લેશ ન ગણકારે
અન્યજ ત્હેની સ્હામે, નીચે મનુષ્ય એક ઉભેલો છે
જે કંગાલ પુરો, ને બીજું કોઇ નથી શરણ ત્હેને
ખોલી દાંત બત્રીસ દીન થઈ શ્રીમંતને તે વિનવે છે.
રંગપ્રિયા ત્હારી એ ઉંચી નીચી દ્રષ્ટીના નમુના છે.

અર્થઃ—એક પુરૂષ એવો છે કે જેના ઉપર મોતીનું છત્ર ફરે, શીરમાં લટકતાં મણીઓવાળો મુકુટ ધારણ કરેલો હોય, અને તે મસ્ત હાથીપર બેપરવાઇથી બેસી,

ભૂમિપાલો તેને નમન કરે ત્હેને પણ લેશ ગણકારતો નથી. ત્યારે તેનીજ સ્હામે નીચે એક મનુષ્ય ઉભેલો છે જે પુરો કંગાળ છે ને ત્હેને કોઇનો આધાર નથી. તે શ્રીમંતને પોતાની દંતબત્રીસી ઉઘાડી વિનવે છે તે એ હે શ્રીરંગરાજ પ્રિયા ! ત્હારી ઉંચીનીચી દૃષ્ટિના નમુના છે.

**વિવેચનઃ**—જેના પર ઉંચી નજરે કૃપાથી જુએ તે ચક્રવર્તિ બની જાય, ને જેની તરફ નજર બંધ કરે તે કંગાલ ભિક્ષુક બને; એમ શ્રીજીની કૃપા હોવી ન હોવી એ પ્રત્યક્ષ પરખાયછે.

ત્હેમનો લાભ લેવો તો સૌ લૌકિકને પણ ભાવે છે. સૌને જોવામાં આવે છે. એવી વાતને ફરી બીજા રૂપમાં બોલે છે.

**रतिर्मति सरस्वती धृति समृद्धि सिद्धि श्रीयः**
**सुधासखि यतोमुखं चिचलिषेत्तव भ्रूलता ।**
**ततोमुख मथेंदिरे बहुमुखीमहं पूर्विका विगाह्य**
**च वशंवदाः परिवहंति कुलंकषाः ॥ १८ ॥**

## હરિગીત.

તવ ભ્રૂલતા હે સખી સુધાની હાલતી જેના પ્રતિ
વિદ્યા રતિ સિદ્ધિ સમૃદ્ધિ ધૃતિ મતિની ત્યાં ગતિ
એ સર્વ ઇચ્છે એવું કે " હું પ્રથમ પ્હોંચી જાઉં ત્યાં "
જળપુર્ણ નદીના વ્હેન પેઠે ઇન્દિરા ? વહે તે બધાં.

**અર્થ**—હે સુધાની સખી ! ત્હારી ભ્રૂલતા જેના ભણી જરા હાલે છે તે ભણી રતિ, મતિ, સિદ્ધિ, સમૃદ્ધિ, ધૃતિ વિદ્યા, સર્વની ગતિ છે. તેઓ એમ ઇચ્છે છે કે " હું પ્રથમ ત્યાં પહોંચી જાઉં " ને તેવું ઇચ્છી હે ઇન્દિરા તેઓ એ તરફ પૂર્ણ ભરેલી નદીના વ્હેન પેઠે ત્યાં વહે છે.

**વિવેચન**—જેની ભણી શ્રીજીનાં કૃપાકટાક્ષ પડે છે

शब्दादीन् विषयान् प्रदर्श्य विभवं विस्मार्य दास्यात्मकं वैचगव्या गुण माययाऽऽत्मानिवहान् विप्लाव्य पूर्वः पुमान् ।
पुंसा पण्य वधू विडंबि वपुषा धूर्तानि वाश्वासयन् श्री रंगेश्वरि कल्पते तव परिहासात्मने केलये ॥ २१ ॥

## ઝુલણા છંદ.

શબ્દ આદી સહુ વિષય દેખાડી ત્રીગુણી માયાથી મોહાવી દેતો
દાસના ભાવથી પ્રાપ્ય વૈભવ બધો, પૂર્વ તે પુરૂષ ભૂલાવી દેતો
જેમ વેશ્યા બતાવી બીજા પુરૂષને વાટ મોહાવતા તેવું એ છે
હે શ્રી રંગેશ્વરિ! ત્હારી કેલી પરિહાસ માટે તે બધું કરે છે.

અર્થઃ—હે શ્રી રંગેશ્વરી! પૂર્વ પુરૂષ ( પ્રભુ ) ચેતનોને શબ્દાદિક વિષયો દેખાડીને ત્હેમને દાસના ભાવથી મળતા વૈભવને, ત્રીગુણી માયામાં મોહીત કરે છે. જેમ વીટ લોકો બીજા પુરૂષને વેશ્યા બતાવી મોહ કરાવે છે તેમ, તે બધી લીલા ત્હાર પરિહાસ સારૂ છે.

વિવેચનઃ—ચેતન પ્રકૃતિથી જુદાં જો સમજી જાય તો પ્રભુનો આનંદ લઈ ત્હેનામાં દાસભાવ રાખી શકે એવાં છે, ત્હેમને પોતાની ત્રીગુણી માયાથી મોહીત કરી ખરો દાસત્વનો લાભ પ્રભુ ભુલાવે છે—એનાથી ત્હેને લલચાવે છે દ્દષ્ટાન્તમાં વીટ પુરૂષો જેમ બીજા પુરૂષોને વેશ્યાથી મોહીત કરે છે તેમ કહ્યું. વીટસ્થાન પ્રભુ, વેશ્યાસ્થાન પોતાની ત્રીગુણી માયા ને અન્ય પુરૂષો તે ચેતનો એ પ્રમાણે સમજાવ્યું છે. ને એ શ્રીદેવીની ગમત ખાતર કરે છે.

માત્ર જગત્ નહિ પણ પરમપદ પણ ત્હેમના ઉપભોગ સારૂ કર્યું છે તે હવે કહેવા માંડે છે. પરંતુ એ વિશે પોતે

તે શું જાણી શકે ? શાસ્ત્રમાં કહેલ તે પ્રમાણે પોતાના શબ્દોમાં જણાવે છે.

**यद्दूरं मनसो यदेव तमसःपारेयदत्यद्भुतं यत्कालादपचेलिमं सुरपुरी यद्गच्छतो दुर्गतिः ।**

**सायुज्यस्य यदेव सूतिरथवा यद्दुर्ग्रहं यद्गिरां तद्विष्णोः परमंपदं तव कृते मातः समाम्नासिषुः॥२२॥**

## લાવણી.

જે મનથી છે દૂર, વળી જે પ્રકૃતિથી પર અદ્‍ભૂત છે
જે, ના, કાલ પચાવી શકે જ્યાં જતાં સુરપૂરી દુર્ગતિ છે
જે સાયુજ્યનું દેનારૂં અથવા મમ વાણિ ન વર્ણેજે
તે વિષ્ણુનું પરમપદ, હે માતા ત્હારા કાજે છે.

**અર્થઃ**—જે મનથી દૂર છે જે પ્રકૃતિથી પર છે જે અદ્‍ભૂત છે જેને કાળ પચાવી શકતો નથી જ્યાં જતાં સુરપુરી પણ દુર્ગતિ જેવી લાગે છે જે સાયુજ્યનું દેનારૂં છે અથવા જેને મ્હારી વાણી વર્ણવી નથી શકતી, એવું તે વિષ્ણુનું પરમપદ હે માતા ! ત્હારે સારૂજ છે.

**વિવેચનઃ**—શ્રી વૈકુંઠ કેવું તેની કલ્પના મનથી ન થઇ શકે માત્ર શાસ્ત્રાનુસાર કથી છે. ત્રીગુણી પ્રકૃતિથી તે પર છે. વળી ન સમજાય તેવું આશ્ચર્યકારક છે. જ્યાં કાલનો અમલ પણ નથી જ્યાં જતાં સ્વર્ગમાં જવાનું પણ દુર્ગતિ જેવું લાગે છે વિગેરે શાસ્ત્રાધારથી જેટલું કહેવાય તેટલું કહી પછી જેના વર્ણને મ્હારી મતિ ચાલતી નથી એમ કહી કહે છે કે તે વિષ્ણુનું પરમપદ હે શ્રી ત્હારે માટેજ છે.

હજી પણ શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે કહે જાય છે. મનને ભાસ આવી જાય તેટલું કહેશે. ત્યાં માત્ર દંપતિ એકલાંજ નથી પણ બીજું શુંશું છે તે કહે છે.

हेलाया मखिलं चराचरमिदं भोगे विभूतिःपरा
पुण्यास्ते परिचार कर्माणि सदा पश्यन्ति य सूरयः
श्री रंगेश्वर देवि केवल कृपा निर्वाह्य वर्गेवयं
शेषित्वे परमः पुमान् परिकरा ह्येते तवास्फालने॥२३॥

## એકત્રીસા સવૈયા.

આ અખીલ સચરાચર રૂપી લીલા ભોગ વિભૂતીને
પૂર્ણ પુણ્યના ધામે દિવ્યસુરી નિત્ય સેવન જયાંહી કરે
વળી હમે પુરૂષોત્તમના જે દાસવર્ગ તવ કૃપાવડે
તે શ્રી રંગેશ્વરી દેવી હે! સઘળો ત્હારો વૈભવ છે

**અર્થઃ**—આ અખીલ ચરાચર રૂપી લીલા, ભોગવિભૂતિ, દિવ્ય પાર્ષદો જ્યાં નિત્ય સેવન કરે છે એવું પૂર્ણ પુણ્ય-ધામ (શ્રી વૈકુંઠ), અને પુરૂષોત્તમના દાસવર્ગ હમે બધા તે સર્વ હે રંગેશ્વરી ? ત્હારોજ વૈભવ છીએ.

**વિવેચનઃ**—જગતને વૈકુંઠ એ ત્હેનાંજ છે. એ અચિત વર્ગ, અને અહીંના ચેતનો તેમજ વૈકુંઠમાં નિત્ય રહેનાર નિત્ય પાર્ષદો એ શ્રીજીનોજ વૈભવ છે. ત્હેને દાસોની અ-પેક્ષા પણ પોતાના પતિને માટે છે ને તે બન્ને સ્થળે છે એ રીતે ત્યાં ને અહીં ત્હેના દાસ પણ અપાર છે.

તે નિત્ય પાર્ષદોનું સ્થાન ક્યાં છે ? તેઓ કાંઇ અર-ણ્યમાં નથી રહેતા, પણ એ મ્હોટી રાજધાની છે અને તે સર્વ શ્રુતિયોમાંથી સિદ્ધ કરી સમજાવે છે.

आज्ञानुग्रह भीम कोमलपुरी फाल फलं मेजुषां
यायोद्ध्येत्यपराजितेति विदिता नाकं परण स्थिता।
भावे रद्भुतभोगभूमगहनैः सान्द्रासुधास्यन्दिभिः
श्रीरंगेश्वर गेह लक्ष्मि युवयोस्तां राजधानींविदुः॥२४॥

## લાવણી.

આજ્ઞાએ ભીમ કૃપાએ કોમળ જેનાં છે પુરી વાળો
જે ભક્તોની ભક્તિનું ફળ, તે ત્હેમનોજ હુવાલો,
એ અયોધ્યા પુરી, અપરાજીતા, પ્રકૃતિ મંડળ પુર નામે
છે વિદિત થએલી, જેમાં અદ્‌ભુત વસ્તુ સર્વે ઠામે.
અમૃત શ્રાવી જે ગહુન પદાર્થે પૂર્ણ તેહને જાણું
શ્રી રંગેશ્વરના ગૃહની લક્ષ્મી! રાજધાની તવ માણું.

**અર્થ:**—જેના દ્વારપાલ આજ્ઞા પાળવામાં ભીમ; ને કૃપા કરવામાં કોમળ છે જે ભક્તોની ભક્તિનું ફળ છે જે અયોદ્ધાપુરી, અપરાજીત, પ્રકૃતિ મંડળથી પર એવા નામે પ્રસિદ્ધ છે. જેમાં સર્વ ઠામે અદ્‌ભુત અને અમૃતશ્રાવી ગહુન પદાર્થો પૂર્ણ ભર્યા છે ત્હેને શ્રી રંગેશ્વરના ગૃહની લક્ષ્મી ! હું ત્હારી રાજધાની જાણુંછું.

**વિવેચન:**—આતો ખાસ દિવ્ય નગરી છે. દેશમાં ગામ તેમ વૈકુંઠ લોકમાં એ દિવ્યપુરી છે, ત્હેના દ્વારપાલ ગણ્યાં ને તેવાંજ દરેકની રીતનાં દાસવર્ગ ત્યાં હશે એ એકલાપરથી સમજાવ્યું. વળી જે અહીં ભક્તિ કરી પ્રભુ મેળવવા ચાહે છે ને ત્યાં જઈ સદા માટે રહે છે એટલે ભક્તોની ભક્તિનું ફળ કહ્યું. "અયોધ્યા" "અપરાજીતા" "પ્રકૃતિથીપર" એ વેદાન્તમાં પ્રસિદ્ધ નામથી ઓળખાવી, ત્યાંના દિવ્ય અમૃત ઝરણ પદાર્થો વિશે કહી કહે છે કે હે માતા ! આ ત્હારીજ રાજધાની હમે જાણીએ—સમજીએ છીએ.

હવે એ ખાસ રાજધાનીમાં ખાસ નિવાસગૃહ કેવું છે તે કહે છે.

तस्यां च त्वत् कृपावन्निरवधि जनता विश्रमाहों-
वकाशं संकीर्ण दास्य तृष्णा कलित परिकरैः पुंभि
रानंद निघ्नैः ।
स्नेहा दस्थान रक्षा व्यसनिरभिरभयं शार्ङ्ग चक्रा-
सिमुख्यै रानंदैकार्णवं श्रीभगवति युवयो राहु रा-
स्थान रत्नम् ॥ २९ ॥

## હરિગીત.

તે રાજધાની આંહી માતા આપનીજ કૃપા વડે
નિરવધી ચેતન સર્વને, ત્યાં પૂર્ણ તે વિશ્રામ તો
અવકાશ છે સેવન તણી, તૃષ્ણાથી લઇ સામગ્રીને
આનંદ માંહે નિમગ્ન પુરૂષો ત્યાં રહે સેવા કૃને
જે સ્થાન નિર્ભય સ્વતઃ છે તોએ પ્રીતે રક્ષા કરે
સેવા તણા વ્યસની શુચી બહુ પાર્ષદો ત્યાંહી રહે
જયાં ચક્ર ખડ્ગ અને વળી શારંગ એ સહુ મુખ્ય છે
શ્રીભગવતી ત્હેનેજ ત્હારૂં સ્થાન રત્ન સહુ કહે.

અર્થઃ—હે માતા ! તે રાજધાનીમાં ત્હારી કૃપાવડે નિરવધી ચેતનો, જેમને વિશ્રામ લેવાનો પૂર્ણ અવકાશ છે. તેઓ દાસપણાંની ઇચ્છાથી સેવન તૃષ્ણાથી સામગ્રી લઇ આનંદમાં નિમગ્ન બની સેવા સારૂ રહે છે. તે સ્થાન સ્વતઃ નિર્ભય છે છતાં પ્રેમની ઉર્મિથી રક્ષતા બહુ પાર્ષદો ત્યાં રહે છે. જેમા ચક્ર, ખડ્ગ, શારંગ આદી મુખ્ય છે. એને હે શ્રી ભગવતી સહુ ત્હારૂં સ્થાન રત્ન કહે છે.

વિવેચનઃ—આખા વિશ્વમાં કોટી બ્રહ્માંડોમાંના સ્થાનથી આ રત્ન રૂપીય તેથી સ્થાન કહેવાય છે, સેવકોને વિશ્રામ લેવા અવકાશ છે. છતાં સેવાની તૃષ્ણા પુર હોવાથી આઓ વખત સેવાની સામગ્રી લઇ દાસપણાના આનંદમાં મગ્ન

રહેતા ત્યાં ફરે છે. વળી એ સ્થાન જાતે નિર્ભય હોવા છતાં અત્યંત પ્રેમને લીધે "રખે કાંઈ થશે" એવા વિચારે પ્રેમાળ પાર્ષદો ત્હેમનું રક્ષણ કરે છે તે સુરીમાં ચક્ર, ખડ્ગ, શારંગ આદી મુખ્ય છે એવું સ્થાન ત્હેને સ્થાનરત્ન કરતાં ઉત્તમ ઉપમા શી આપી શકાય.

હવે ત્હેમાં દિવ્ય દંપતિનું ધ્યાન ક્યાં કરવું તે વિશે કહે છે.

**तत्र स्रक् स्पर्शगंधं स्फुरदुपरि फण। रत्न रोचिर्वितानं विस्तीर्यानंत भोगं तदुपरि नयता विश्वमेकाधिपत्यं ।**
**तैस्तैः कांतेन शांतोदित गुण विभवैरर्हता त्वामसंख्यै रन्योन्याद्वैत निष्ठा घनरस गहनान् देवि बध्नासि भोगान् ॥ २६ ॥**

## હરિગીત.

જે સ્પર્શ તેમ સુગંધી જેનાં પુષ્પ માળા તુલ્યને
જે ફણા રત્નની કાંતિએથી ચારૂ ચંદરવો બને
એવા નિયંતા વિશ્વના શિર છત્ર ધારણ જે કરે
તે કાંત તુજ તવ સંગ ભોગી અનંત આસનપર ઠરે
ત્હેમના શાંતોદિત અવસ્થાના સહુ ગુણ વિભવને
છે યોગ્ય તેવા, ને અસંખીત–ભોગ હે દેવી ! ખરે
અદ્વૈત ઘનરસ રૂપને વળી ગહનતાવાળાં ત્હમે
બેઉ ભોગવો છો, બે મળીને એક બનતાં સૌ સમે.

**અર્થ:**—ત્યાં પુષ્પમાળા જેવો જેમનો સ્પર્શને સુગંધી છે એવા, ને ઉપર ફણા રત્નની કાંતિવાળો ચંદરવો બનતા, અનંત શેષજી છે ત્હેના ઉપર આખા વિશ્વ નિયંતા તરીકે એક છત્ર ધારક ત્હારા કાન્ત સાથે ત્હેના શાંતને ઉદિત

અવસ્થાના ગુણ વૈભવને યોગ્ય અસંખ્ય ભોગ હે દેવી ! ત્હમે એક બીજાં અદ્વૈત ઘનરસરૂપ ગહનતા વાળાં ભોગવોછો એ મળી એકજ છે.

**વિવેચનઃ**—તે સ્થાન રત્નમાં શેષાસન છે. શેષજી મૃદુ સુખસ્પર્શી ને સુગંધમય છે. વળી પોતાની ફણા ઉપર રાખી ત્હેમાંથી નીકળતી સુંદરકાંતિથી ચંદરવા રૂપ બને છે જેનાપર દંપતિ બિરાજમાન છે. ત્હારા કાંત તે એક નિયંતા છત્ર ધારી અદ્વિતીય છે બેઉ સમાન બળવાળાંછો એટલે બેઉ એકજછો. તે ત્યાં રહી તમને બન્નેને યોગ્ય ભોગ ભોગવોછો.

માત્ર ત્યાં શ્રીજી સિવાય બીજી દેવીઓમાં કોઇ નથી, એમ નથી, બહુ દિવ્ય દેવીઓ પણ છે.

**भोग्या वामपि नान्तरीयिकतया पुष्पांगरागैः समं**
**निर्वृत्त प्रणयाति वाहन विधौ नीताः परिवाहताम् ।**
**देवित्वामनु नीलया सह मही देव्यः सहस्रं तथा**
**याभिस्त्वं स्तन दृष्टिभिरिव स्व भिप्रियं श्लाघसे ॥२७॥**

## ઝુલણા છંદ.

આપ બેઉ તણા ભોગ્ય રૂપે રહી અંતરાયે નહિ જે
શ્રી દેવી !
પુષ્પ ચંદન તને ધારતી તે સદૃશ પ્રેમ અન્યોન્યમાં
અતી એવી
પ્રવાહે તણાતી નીલા ભૂમિને બીજીએ તુલ્ય
દેવી હજારો
બાહુ દૃષ્ટિ અને સ્તન સમી તે વડે આપ આલ્હાદ
પ્રિયને વધારો.

**અર્થઃ**—આપ બેઉ તણા ભોગ્ય રૂપ–અંતરાયરૂપ નહિ

પુષ્પ ચંદન જેમ તનપર ધારતી તેવી ને પરસ્પરના અતિ પ્રેમ પ્રવાહે તણાતી નીલાભૂમિને બીજી હજારો દેવીઓ હે દેવિ ! ત્હારા સ્તન બાહુ દૃષ્ટિ આદી અવયવ તુલ્ય બની છે. ત્હેમનાવડે તું પ્રિયને આલ્હાદ આપે છે.

**વિવેચન:**—જગતના દંપતિ તુલ્ય નહિ, પણ એ દિવ્ય દંપતી પોતાની જ્ઞાન રશ્મિથી સર્વ સમાન લ્હાવ લેછે તે સૌને તેઓ બન્ને ભોગ્ય છે તેથી અન્ય દેવીઓ ત્હેને અંતરાય જેવી નથી પણ ભોગ્ય છે અને જેમ પુષ્પ ચંદન આદિ ત્હેને આનંદમાં વધારે છે તેમ તેઓ આનંદમાં વૃદ્ધિ કરે છે વળી તે સર્વ પરસ્પર અત્યંત પ્રેમ ધારે છે સૌનું અન્યોન્ય સુખ ચહે છે તેઓ શ્રીજીના અવયવો જેવી બની ગઇ છે જેમ બાહુ વગર ન ચાલે તેમ દરેક અવયવ તુલ્ય તેઓ છે અને તે રૂપી સાધનથી તું ત્હારા પ્રિયને આનંદ કરાવે છે.

માત્ર દિવ્યાકાર દેવીઓજ નહીં પણ દિવ્ય સુરી પાર્ષદો પણ છે તેઓ પણ શ્રીજીના વૈભવ રૂપ આનંદનું કારણ ભૂત છે તે આ પ્રમાણે કહે છે.

**ते साध्याः सन्तिदेवा जननि गुण वपुर्वेष वृत्त स्वरूपैर्भोगैर्वा निर्विशेषाः स वयस इव ये नित्य-निर्दोष गन्धाः ।**

**हे श्रीरंग भर्त्तस्तवच पदपरीचार वृत्यै सदापि प्रेम प्रद्राणभावां चिलहृदय हठात्कार कैंकर्य भोगाः॥२८॥**

## લાવણી.

હે જનની ! જે સાધ્ય દેવ છે, જે ગુણ વેશ અને વપુ એ ભોગ, સ્વરૂપે, સદૃશ વયે સમ અને દૂર નિત્ય દોષથી એ

એવા શ્રીરંગેશની શ્રી ! ત્હારા પદ સેવન વૃત ધારી
હોવા છતાં પ્રિતે ઉર ડુબતાં કરે કૈંકર્ય બળથી ભારી

**અર્થઃ**—હે જનની ! જેમનું નામ સાધ્ય દેવો છે. જે ગુણ, સ્વરૂપ, વેશ, ભોગવડે આ સરખાં, વયમાં પણ સમાન, દોષથી નિત્ય દૂર, એવા તેઓ હે શ્રી રંગેશની શ્રી ! ત્હારા પદ સેવન વ્રતધારી હોવા છતાં પ્રેમરસમાં એવા ડુબી જાય છે કે તે ભારે બળથી કૈંકર્ય કરે છે.

**વિવેચનઃ**—શ્રુતિમાં વિદિત થયેલાં નામ કહે છે. જે સાધ્ય અને દેવો એવાં છે. તેઓ સર્વ ગુણમાં, વેશમાં, શરીરમાં, જ્ઞાનસ્વરૂપે, એક બીજાના સરખાજ છે દાસભાવથી નિત્ય સેવે છે છતાં ક્ષણેક્ષણે નવા અનુભવ થવાથી પ્રેમ ઉર્મિ ઉભરાય ને ત્હેના આનંદમાં મગ્ન હોવાથી ત્હેમાંથી નીકળીને સેવા કરવી પણ કઠણ લાગે છે. ફરીફરી એ રસમાં ડુબવા ચાહે છે. દિવ્ય દંપતિને યોગ્યજ દિવ્યસુરી છે. તેઓ સદા ત્હેમને પરતંત્ર જ છે.

બે મળીને એકજ છો. એમ શાસ્ત્ર પ્રતિપાદિત છે. તેથી સ્તોત્રકારને પણ ભેગુંજ સ્તવન કરવું પડે છે. તેમાં પણ પતિની ઓળખ પતિથી છે એ મઝા છે તે કહે છે.

स्वरूपं स्वातंत्र्यं भगवत इदं चंद्र वदने तदा-
द्विवाति खलु निष्कर्ष समये ।
त्वमासीर्भातः श्रीः कमि तुरिदमित्यं त्वविभव
स्तदंतर्भावा त्वां न प्रथगाभिधत्ते श्रुतिरपि ॥२९॥

**એકત્રીસા સવૈયા.**

સ્વરૂપ ને સ્વાતંત્ર પ્રભુનું ચંદ્ર વદને હે ! સમજાવતા
ત્હારા આશ્રયવિના શ્રુતિ પણ નિષ્કર્ષ નવ કહે 'આવા'

**તવ કાન્ત તણું સ્વરૂપ છે તે સ્વરૂપના વર્ણન મહિં**
**અંતર્ગત તુજ વિભવ રહે તેથી પ્રથક્ શ્રુતિ કહે નહિ.**

**અર્થ:**—હે ચંદ્ર વદને ! શ્રુતિ પણ પ્રભુનું સ્વરૂપને સ્વાતંત્ર્ય સમજાવવા ત્હારા આશ્રય વિના "આવા" એમ નિષ્કર્ષ કરી શકતી નથી. ત્હારા કાંતનું સ્વરૂપ કેવું છે તે સ્વરૂપના વર્ણનમાં અંતર્ગતજ ત્હારો વિભવ રહેલો છે. તેથી (તે સારૂ) જુદુ શ્રુતિ કહેતી નથી.

**વિવેચનઃ**—પ્રભુ આવા એમ જ્ઞાન સ્વરૂપનું વર્ણન કરવું પણ તે જ્ઞાન સ્વરૂપ કેવું તે વિશે પણ—વૈભવ—દેખાડવામાં આવે તેનું નામજ "શ્રી" એ શ્રીનુંજ વર્ણન થાય. શ્રી વિના ભગવાન પૂર્ણ નજ ઓળખાય. માટે ભગવાનનું વર્ણન અથવા "શ્રી" ગમે તે કહો તે તેજ છે આ રીતે વિશેષ્ય ભગવાનને વિશેષણ "શ્રી" ગુણી હરી ને ગુણ "શ્રી"

એજ વાત વધુ ખોલે છે.

**तव स्पार्शादीशं स्पृशति कमले मंगल पदं तवेदं**
**नोपाधे रूपंनि पतितं श्री रसि यतः ।**

**प्रसूनं पुष्यन्तो मपि परिमलर्द्धि जिगादिषूनं चैवं**
**त्वा देवं स्वदत इति कश्चित् कवयते ॥ ३० ॥**

**શાર્દુલ.**

**ત્હારા સ્પર્શથી ઇશ મંગલ પદે સ્પર્શે શ્રીજી માત તે**
**ત્હારો સ્પર્શ ઉપાધિરૂપ નથી તું ત્હેની "શ્રી" શોભાજ છે**
**ખ્યાતિ પુષ્પતણી બણી સુરભી "શ્રી" તે પુષ્પથી ના કંઇ**
**તે રીતે તવ સ્વાદ દેવથી રહ્યો એવું વદે કો નહિ.**

**અર્થ:**—હે શ્રીજી માતા ? ત્હારા સ્પર્શથી ઇશ મંગળ પદને સ્પર્શે છે ને તે ત્હારો સ્પર્શ ઉપાધિ રૂપ નથી તું ત્હેની "શ્રી" શોભાજ છે પુષ્પ ન્હેકે ત્હેમાં સુગંધની

શ્રીની ખ્યાતિ છે પુષ્પની નહિ એ રીતે ત્હારો સ્વાદ દે-
વથી છે એવું કોઇ કથન નથી કરતું.

**વિવેચનઃ**—પ્રભુમાં પ્રભુતા તેજ શ્રી તે માયાથી નથી પણ સ્વાભાવિક છે ત્હેની સાક્ષાત્ વિભૂતિ તેજ છે. જેમ પુષ્પની પ્રશંસા ત્હેની સુગંધીથી; પુષ્પથી સુગંધીની શ્રેષ્ટતા નથી ગણાતી તેમ શ્રીજીથી પ્રશંસા ગવાય છે. પ્રભુથી શ્રીજીની નહીં. એ મંગળરૂપની પરૈશ્વર્ય શક્તિ તેજ શ્રી એ રીતે ઇશ મંગળપદ પામે છે.

હજી એ વાત વિશેષ ખુલાસાથી સમજાવે છે. શ્રીજીની સંપૂર્ણ ખુબીનું સ્તવન કરે છે.

**अपांगा भूयांसो यदुपरिपरं ब्रह्म तदमूदमीयत्र**
**द्वित्राःसच शतमखादि स्तद धराक् ।**
**अतः श्रीराम्नाय स्तदुभय पुशंसत्वां प्राणिजगौ**
**प्रशास्तिः सा राज्ञो यदपि च पुरी कोश कथनम् ॥३१॥**

**હરિગીત.**

**જેના ઉપર તવ બહુ કટાક્ષો, તે બને પરબ્રહ્મને**
**જેનાપરે બે ત્રણ પડે તે નીચા ઇન્દ્રાદિક બને**
**એ માટ વેદે ઉભયના કથનેજ તવ કથની કરી**
**જેવી રીતે નૃપની પ્રસિદ્ધિ, કોશપુરના કથનથી**

**અર્થઃ**—જેના ઉપર ત્હારાં બહુ કટાક્ષો પડે તે પરબ્રહ્મ થાય છે. ને જેના ઉપર બે ત્રણ પડે તે નીચા ઇન્દ્રાદિક બનેછે. એટલા માટે વેદમાં ઉભયના કથનથી ત્હારીજ કથની કરેલી છે; જેમ કોશપુરના કથનથી નૃપની પ્રસિદ્ધિ થાય તેમ.

**વિવેચનઃ**—પ્રથમ પ્રભુતા તેજ શ્રી એમ સિદ્ધ કર્યું. હવે કહે છે કે શ્રી જેના સ્હામું આંખો વખત જોયા કરે

છે તે પરબ્રહ્મ પ્રભુ કહેવાય છે. તે જેના તરફ કદી કદી જુએ છે તે ઈન્દ્ર આદી દેવો બને છે એ રીતે વેદ વેદાન્તમાં શ્રીજીની-પ્રભુની પ્રભુતાનીજ પ્રશંસા કરેલ છે તે માટે દૃષ્ટાન્ત દેછે કે જેમ પુરી કોશની પ્રશંસાથીજ રાજાની પ્રશંસા તેમ શ્રીજીથી પ્રભુનું; ગામ પતિ, નગરપતિ, કરોડોની આમદાની વિગેરે રાજાની મોટાઇ જેમ કોશ પુરનું કથન પરખાવે છે તેમ શ્રીજી શ્રીહરિની મ્હોટાઇ સમજાવે છે.

આ રીતે પ્રભુથી પણ શ્રીજીને વધાર્યાં પણ તેમાં વિવેક છે તે સમજાવે છે.

**स्वतः श्रीस्त्वं विष्णो स्त्वमसि तत एवैष भगवां स्त्वदायत्तर्द्धित्वे प्यभव दपराधीन विभवः ।**
**स्वया दीप्त्यारत्नं भवदपि महार्घं न विगुणं न कुंठ स्वातंत्र्यं भवतिच न चान्याहित गुणम् ॥३२॥**

### હરિગીત.

**છે તું સ્વતઃ શ્રી, સ્વતઃ છે વળી વિષ્ણુ તે ભગવાન જે**
**ઋદ્ધિ રહી તવ આધીને, તદપિ પરાધીન વિભવ તે**
**મહા મુલ્યવાન ગણાય છે જ્યમ રત્ન નિજ કાંતિ વડે**
**નહિ વિગુણ, કુંઠ, સ્વતંત્ર ગુણ હીન, તેમ તું પ્રભુ પરવશે**

**અર્થ:**—શ્રી તું પોતાથીજ છે. વળી વિષ્ણુ જે ભગવાન તે પણ પોતાથીજ છે. ઋદ્ધિ જો કે ત્હારે આધીન છે છતાં તે ત્હારો વૈભવ પરાધીન છે. જેમ રત્ન પોતાની કાન્તિવડે મુલ્યવાન ગણાય છે પણ તે વિગુણ, કુંઠ, સ્વતંત્ર ગુણહીન હોતુંજ નથી. તેમ પ્રભુ ત્હારે પરવશ નથી.

**વિવેચનઃ**—રત્ન ને પ્રભા એ ગુણીને ગુણ બન્ને કદી જુદાં પડી શકતાંજ નથી રત્નને આધારેજ પ્રભા. રત્નને

તજી પ્રભા એકલી ક્યાં રહી શકે ? તેમજ રત્નની સ્વતં-ત્રતા છે. ને પ્રભા પરતંત્ર છે. એ તો જડ વસ્તુ માટે સમજાવવા દૃષ્ટાન્ત સારૂ મુકી. એ ખરૂં કે શ્રીજીને આધીન સર્વ સમૃદ્ધિ પણ શ્રીજી કોનાં ? વળી તે એ રત્ન પ્રભા જેમ એકજ જુદાં ન પડે તેવાં છે.

પણ તે દૃષ્ટાન્ત પણ પુરૂં લાગુ પડતું ન હોવાથી હજી બીજા અનેક શ્લોકથી તેજ સમજાવે જાય છે—

**प्रशक्तन बल ज्योतिर्ज्ञानैश्वरी विजय प्रथा प्रणत वरण प्रेम क्षेमं करत्व पुरः सराः ।**
**अपि परिमलः कान्तिर्लावण्यमरीचिरितीन्दिरे तव भगवतश्चैते साधारणा गुण राशयः ॥ ३३ ॥**

**શાર્દુલ.**

**શક્તિને બળ, તેજ જ્ઞાન, વળી છે ઐશ્વર્યને વિર્ય જે**
**સ્વાશ્રિતોપર પ્રેમ ક્ષેમ વરણું તે સર્વનું આદી એ**
**ને લાવણ્ય પ્રભા અતિ સુરભીને કાન્તિ બધું ઇન્દીરે ।**
**ત્હારા ને ભગવાનના સમ ગુણો રાશી સ્વભાવિક છે.**

**અર્થ:**—શક્તિ બળ, તેજ, જ્ઞાન, ઐશ્વર્ય ને વિર્ય સ્વાશ્રીતપર પ્રેમ ત્હેનું વરણ તથા ક્ષેમ કરવું ઇત્યાદિ તે-મજ સુગંધી કાન્તિ લાવણ્ય પ્રભા સર્વ હે ઇન્દીરા ? ત્હારા અને ભગવાનના સરખા ગુણ રાશી છે.

**વિવેચન:**—કેટલાક ધર્મગુણ એકીના સરખા છે. જેમ કે ષડૈશ્વર્ય તે એકીનાં સ્વરૂપ સિદ્ધ છે ભગવાન તેમજ ભગવતી એજ રીતે વળી સુગંધ કાન્તી આદી પણ સરખુંજ છે સ્વભાવ પણ એકીનો સરખો છે. પોતાના આશ્રીત પર પ્રેમ રાખવો ત્હેનું ક્ષેમ કરવું વિગેરે એકીમાં છે એટલે બેની પ્રાપ્તીથી બેવડા લાભની આશા છે.

તેઓ દંપતી છે. એક બીજા માટે ત્હેમની જાત છે. બેઉને અરસ્પરસ બમણો લાભ મળે છે તે કહે છે.

**अन्येऽपि यौवनमुखाः युवयोः समानाः श्रीरंग मंगल विजृंभण वैजयन्ति ।**
**तस्मिंस्तव त्वयि च तस्य परस्परेण संस्तीर्ण दर्पण इव प्रचुरं रवदन्ते ॥ ३४ ॥**

## વસંત તિલકા.

રે રંગ મંગલ પ્રકાશક વૈજયન્તી,
છે બેઉ માંહી સમ સદ્‌ગુણ યૌવનાદી;
જોઇ પરસ્પર શ્રી દર્પણ તુલ્ય તે એ,
વિસ્તારવાથી ત્હમને અતિ સ્વાદ દે છે.

**અર્થઃ**—હે રંગમંગલને પ્રકાશક કરનાર વૈજયન્તી ? જે યૌવનદી સદ્‌ગુણો તમારા બેઉમાં સરખા છે તે, ત્હેનામાં ત્હારા ને ત્હારામાં ત્હેના પરસ્પર દર્પણ પેઠે જોઈ ત્હેનો વિસ્તાર પામવાથી ત્હમને બહુ સ્વાદ આપે છે.

**વિવેચન**—ગુણના પેટાગુણ, યૌવનાદીગુણ બેઉમાં સમાન છે. ગુણસમાનં, તેથી વર્ત્તન પણ સમાન, એકના મનમાં આવે તે બીજું અમલમાં આણે બીજા પ્રતિરૂપા આદી દર્શાવવામાં પણ તેમજ બન્નેમાં કેટલાક ગુણો એક બીજાને ઘટતાજ છે ને તેથી ત્હેની વિશેષ ખુબી, ને પાછો અન્યોન્યને આલ્હાદ દેનાર થાય છે.

પરન્તુ બેઉનાં શરીર કાંઇ પુરૂપાકાર નથી. એકનો સ્ત્રીનો ને એકનો પુરૂપનો આકાર છે જમણા ડાબા અંગ જેવું છે. અને ત્હેને ઉચિત ખુબીઓજ ત્હેનામાં છે તે વિષે કહેછે.

**युवत्वादो ह्युभयेऽस्य परवशता शत्रुशमन स्थिर-त्वादीन् कृत्वा भगवति गुणान् पुंस्त्व सुलभान् ।**

त्वयि स्त्रीत्वै कांतान् म्रदिमपति पारार्थ्यकरुणा
क्षमादीन्या भोक्तुं भवति युवयोनात्मनि भिदा ॥३५॥

## હરિગીત.

છે યૌવનાદી સમાન ગુણ તોયે, રહ્યા ભગવાનમાં
નર ઉચિત ગુણ સ્વાતંત્ર્યતા, શત્રુ શમનને સ્થીરતા
ને સ્ત્રીપણાને યોગ્ય મૃદુતા, પતિ પરાધિનતા ક્ષમા
કરૂણાદી ત્હારા ભોગ્ય ગુણ, છે ભેદ આવો બેઉમાં.

**અર્થઃ**--યુવાઆદી સમાન ગુણ હોવા છતાં પણ, અપરવશતા, શત્રુશમન, સ્થીરતા વિગેરે નરને યોગ્ય ગુણ ભગવાનમાં અને મૃદુતા, પતિપરાધિનતા, કરૂણા, ક્ષમા આદી ગુણ-અનુભવવા યોગ્ય ત્હારામાં છે એવો એમાં ભેદ છે.

**વિવેચનઃ**--બેઉ યુવાન પણ ભગવાન પુરૂષાકાર એટલે સ્વતંત્રતા અને શ્રીજી સ્ત્રી આકાર એટલે પતિને પરતંત્ર. ભગવાનમાં શત્રુશમન ત્યારે શ્રીજી કરૂણાપૂર્ણ, પ્રભુ સ્થીર ત્યારે લક્ષ્મીજી વિનવી ક્ષમા કરાવે એવાં. એવો બેઉમાં ભેદ છે પણ તેથી બન્નેની વિશેષ ઉપયોગતા આશ્રિતોને છે.

ગુણ સ્વભાવની વિવિધતા સમજાવી હવે રૂપ ઈત્યાદીનું કહે છે.

घनकनक द्युती द्रुवदशामपि मुग्धदशां युवतरुण
त्वयो रुचित माभरणादि परम् ।
ध्रुवमसमान देशविनिवेशि विनव्यहरौत्वयि च
कुशेशयोदर विहारिणिनिर्विशसि ॥ ३६ ॥

## હરિણી.

ઘન કનકના, જેવી કાન્તિ, યુવાવય મુગ્ધ તેઃ
યુવ તરૂણને, પુરાં યોગ્યે વિભુષણ-ભિન્ન છે

**નહિ સમ-વપુ-તોએ પાછી વિભાગીત તું બણી**
**હરિની માંહે એ પેઠેલી છે, શ્રીપદ્મ વિહારીણી.**

**અર્થ:**--મેઘને સુવર્ણ જેવી કાન્તી, યુવાદશા, ને, મુગ્ધ દશા. યુવાન ને તરૂણ ત્હેને ઉચિત આભરણાદીમાં ભિન્નતા. સરખાં શરીર નહીં તોએ પાછી તું વિભાગીત બની ને હે પદ્મવિહારીણી શ્રી ? હરીમાં પેઠેલી છે.

**વિવેચન:**--શ્રી હરીનો વર્ણ મેઘ સમાન શ્યામ પ્રકાશીત, શ્રીજીનો કંચન જેવો પ્રકાશીત, ભગવાન પચીશ વર્ષના યુવાનને શ્રીજી સોળ વર્ષનાં મુગ્ધા એકની ખીલેલી યુવાની, અન્યની શરૂ થયેલી તરૂણાવસ્થા તેમજ બન્નેનાં અંગ અવયવને યોગ્યજ ભૂષણો એ રીતે વિવિધતાથી ઓર ખુબી છે.

પણ અહીં જેમ રંગમાં સુવર્ણ જેવાં કહ્યું, તેમ ઘણે સ્થળે રૂપના વર્ણનમાં કમળ જેવાં લોચનવાળી વિગેરે વર્ણવે છે. પરન્તુ એની ઉપમા શાને માટે આપવી તે મુર્ખતા જેવું છે. ને એવું તો પોતે સમજે છે અને સમજાવે છે.

**अंगंतेमृदुशीतमुग्धमधुरोदारैर्गुणैर्गुम्फतःक्षीराब्धेः**
**किमृजीषतामुपगतामन्थे महार्घीस्ततः ।**
**इंदुःकल्पलता सुधा मधुमुरवा इत्याविलांवर्णनां**
**श्रीरंगेश्वरिशांतकृत्रिमकथंदिव्यंवपुर्नार्हति ॥ ३७ ॥**

## સવૈયા એકત્રીશા.

**અહીં ત્હારૂં મૃદુ શીત મુગ્ધ મધુરૂંને પુરૂં ઉચ્ચ ગુણે**
**ઉપજાવ્યું ક્ષીર સાગરમાંથી રંગેશ્વરિ જન એમ કહે**
**શેષ રહેલામાંથી ઉપજ્યાં ઇન્દુ વારૂણી કલ્પ સુધા**
**એ વર્ણન તે દૂષણ છે તુજ દિવ્ય વપુને એ તે કયાં ?**

**અર્થ:**--હે રંગેશ્વરી ! ક્ષીરસાગરમાંથી ત્હારૂં મૃદુ, શીત,

મુગ્ધ, મધુરૂને ઉચ્ચ ગુણથી પુર શરીર ઉપજાવ્યું અને જે શેષ રહ્યું તેમાંથી ચન્દ્ર, વારૂણી, કલ્પતરૂ, અમૃત વિગેરે બન્યું એમ જે વર્ણવે છે તે વર્ણન દૂષણ છે (કારણ) ક્યાં ત્હારૂં દિવ્ય શરીર ને એ ક્યાં ?

**વિવેચન:**—ઘણા કવિઓ પોતાની બુદ્ધિ દોડાવી શ્રીજીની પ્રશંસા કરવા ક્ષીરસાગરમાંથી કહાડેલ મુખ્ય રત્નરૂપ તું ને બાકીનામાંથી ચંદ્ર આદી થયા એમ વર્ણવે છે. પણ તે કેવું હાસ્ય જેવું છે ? ક્યાં શ્રીજીની દિવ્ય પદાર્થથી બનેલ દેહને ક્યાં અન્ય પ્રાકૃત ચીજો ! ત્હેને કોઇની ઉપમા આપી શકાય તેમજ નથી જેમ પ્રભુ સ્તંભથી પ્રકટ થયા છે તેવીજ રીતે શ્રીજી ક્ષીરસાગરમાંથી માત્ર પ્રકટ થયાં છે કાંઇ તેમાંથી તેઓ બન્યાં નથી પણ પરિચિત શબ્દો શિ- વાય બીજું કહી પણ શું શકે ?

હવે ત્રણ જુદી જુદી રીતે શ્રીજીના દિવ્ય મંગળ દિ- વ્ય વિગ્રહને વર્ણવે છે. પ્રથમ પ્રભુ પાસે ઉભેલા વિશે કહે છે.

**प्रगमदनु श्रिथितला वासना नम्र मग्रे प्रणति परि**
**चिकीर्षा कुंचितं पार्श्वकेन ।**
**कनक निकष चंचच्चंपक स्रक् समानं प्रवरमिद**
**मुदारं वर्ष्म वाचाम भूमिः ॥ ३८ ॥**

## હરિગીત.

પ્રણતો તણા અનુવર્તને ઇચ્છા અતિ તેથી નમી
જરી અગ્ર ભાગે સેવ સાટ્ બાજુથી કુંચિત વળી
ચંપક કુસુમની માળસમ કંચન સમી તેજસ્વી હે !
શ્રી ! તવ ઉદાર સુશ્રેષ્ટ વર્ત્તન વાણીને નવ લભ્ય છે.

**અર્થ:**—નમેલાં પ્રણતોનાં અનુવર્ત્તનની ઇચ્છાથી જરા

આગલે ભાગે નમેલ, ને સેવાની ઇચ્છાથી જરા બીજી બાજુથી ચંપકના ફુલની માળા જેવી, ને સુવર્ણ જેવી તેજસ્વી હે શ્રી ! ત્હારૂં ઉદાર શ્રેષ્ટ વર્ણન વાણીથી નવર્ણાય તેવું છે.

**વિવેચનઃ**--જે પોતાને નમ્યા છે ત્હેમને સારૂ વિનવવા તે પ્રભુ તરફ નમ્યાં છે કે એ દીન જનોનું કાંઇ કરોને પોતે સેવા કરવાની ઇચ્છાથી ઉદ્ધત ન બનતાં માન આપવા બીજી બાજુથી જરા સંકોચાઇને ઉભેલાં છે. એ રીતે આશ્રીત તરફની ઉદારતા અને પતિ તરફનું વિનીતવર્ત્તન, એ વાણીથી ન વર્ણી શકાય તેવાં છે તેથી જે વાણીને લબ્ધ નથી એમ કહ્યું.

હવે સ્વતંત્ર બિરાજેલ સ્વરૂપનું ધ્યાન કરી કહે છે.

**एकंन्यंच्य नतिक्षमं ममपरंचाकुंच्य पादांबुजंमध्ये विष्टर पुंडारिकमभयंविन्यस्यहस्तांबुजम् ।**
**त्वांपश्येम निषेदुर्षी प्रतिकलं कारूण्य कूलंकष स्फारा पांगतरंगमस्बमधुरंमुग्धं मुखंविभ्रतीम् ॥३९॥**

## લાવણી.

**એક ચરણ અમ કૃતે પ્રસારી અન્ય પદાંબુજ સંકોચી**
**કમળ આસને મધ્યે બેઠી પદ્મ કરે અભયે દેતી**
**પ્રતિક્ષણે કરૂણારૂપ નદીથી રેડે છોળ કટાક્ષ રૂપી**
**એવી મુગ્ધ મધુરી માતા તવ વદન નિહાળું ફરી ફરી.**

**અર્થઃ**--એકચરણ હમારે સારૂ લંબાવી, બીજો સંકોચી રાખીને કમળના આસનની મધ્યમાં બેસી બે હસ્તે કમળ રાખી અભયદાન દેતાં, પ્રતિક્ષણે કરૂણા રૂપી નદીમાંથી કટાક્ષની છોળ ઉરાડતાં મધુર મુગ્ધ મુખવાળાં હે માતા ! ત્હમારૂં વદન ફરીફરી નિહાળું છું.

**વિવેચનઃ**—એકલાં બેઠાં ત્યાં પણ આશ્રીત સારૂ સગવડ છે. હસ્તથી તેજ વાત શીખવે છે દૃષ્ટીથી ત્હેના ઉપર કૃપાકટાક્ષો નાંખતાં મુખ પણ એવુંજ મુગ્ધ મધુરૂં ભાવ આવે તેવું છે. તેના પ્રતાપથી પોતાને અનુભવ થયેલ છે તે કહ્યું છે.

ભક્તિ પ્રપત્તિથી અનુભવાય તેવાં એ સ્વરૂપ આદી કહી હવે યોગથી અનુભવાય તેવું બીજું સ્વરૂપ વર્ણવે છે.

**सुरभितनिगमान्तं वंदिषीयेंदिरायाः स्तवकमलपलाश प्रक्रियं पाद युग्मम्।**
**वहतियदुपमर्दैर्वैजयन्तीहिमांभःस्फुतिभिरेव नवत्वं कांत बाह्वन्तराले ॥ ४० ॥**

## શાર્દુલ.

**વેદાન્તે સુરભીત એવી વળી જે તું વંદ્ય હે ઇન્દીરે।**
**તારા પદ્મ સમા દ્વિપાદથી સદા વૈજંતી મર્દિતછે**
**તેથી જેમ પડી હિમાંભ કુસુમે પોષે સદા તે રીતે**
**પામે માળ નવીનતા પતિ તણા બાહુ બેઉ મધ્ય એ.**

**અર્થઃ**—વેદાન્તમાં સુગંધીત થયેલ અને નમવા યોગ્ય હે ઇન્દિરા ત્હારાં કમળ જેવા બે પાદથી વૈજયંતી મર્દિત થાય છે, ને તેથી જેમ હીમકણો પુષ્પ ઉપર પડી ત્હેને સદા પોષે છે તેમ (ત્હારા પાદથી) માળા તારા પતિના બે બાહુની મધ્યમાં નિત્ય નવિનતા પામે છે.

**વિવેચનઃ**—ભગવાનનું નામ શ્રીનિવાસ શ્રીધર આદી કહેવાય છે કારણ કે લક્ષ્મીજી ત્હેના વક્ષઃસ્થળમાં સદા બિરાજેલ છે એ ચિન્હથી યોગીઓ ઓળખે છે. વૈજયંતી ઉર ઉપર લટકી છે ને તેથી તે શ્રીજીના પગ પાસેજ આવે છે તેમનાં ચરણ સાથે એજ ઘસાય છે છત કરમાતી નથીં

પણ ઉલટી, જેમ પુષ્પ હીમની કણીઓથી પોષાઈ વિકસે છે એવું શ્રીજીના ચરણ સુધાનું ઝરણ છે.

હવે લક્ષ્મીજીના કટાક્ષનું માહાત્મ્ય એટલે ગમે ત્યારે ગમે તેનાપર તે કટાક્ષ નાંખે તો પણ ત્હેની અસર કેવી થાય છે તે વર્ણવે છે.

त्वत्स्वीकार कलावलेप कलुषाराज्ञांदृशो दुर्वचा नित्यं त्वन्मधुपानमत्तमधुप श्रीनिर्भराभ्यां पतिम् ॥
दृग्भ्यामेवहि पुंडरीक नयनंवेदो विदामासते सा-क्षाल्लक्ष्मि तवावलोकविभवःकाकाकयावर्ण्यते ॥४१॥

## ઝુલણા છંદ.

ત્હેં સ્વીકારેલ તુજ કલા લેપેથી કલુષીત રાજાની દુર્વાચ્ય દ્રષ્ટી નિત્ય ત્હારા મૃદુ પાનથી મત્ત છે તુજપતિ લોચને એથી વરતી વેદને જાણતા ત્હેમને વેદી રહ્યા 'પુંડરીકાક્ષ' એવું પછી હે લક્ષ્મી! સાક્ષાત ત્હારા સુલોચન તણો વૈભવે કોણ વર્ણી શકે છે

**અર્થ**:—ત્હેં સ્વીકારેલ ત્હારી કલાના તે અવલેપથી કલુષીત થયેલી રાજાઓની દ્રષ્ટીજ દુર્વાચ્ય બને છે. વળી નિત્ય ત્હારા મધુપાનથી મસ્ત ભ્રમર જેવાં શ્રીથી ભરેલા ત્હારા પતિનાં લોચનો ઉપરથી વેદને જાણનારા ત્હેમને "પુંડરીકાક્ષ" એવું કહે છે તો પછી હે લક્ષ્મી ! ત્હારાં સાક્ષાત્ લોચનનો વૈભવ તો કોણ વર્ણવી શકે ?

**વિવેચનઃ**—જેની ઉપર સ્હેજ દ્રષ્ટી થાય-કૃપાવરસે તે રાજાઓ મહા અભિમાની દ્રષ્ટીવાળા બને છે, અને સાક્ષાત્ સર્વેશ્વર પર પણ સદા કટાક્ષો પડયા કરે છે તેથી રાજીવ લોચન બન્યા છે. એથી વેદમાં ત્હેમને "પુંડરીકાક્ષ" એવી સંજ્ઞા મળી છે આ તો સર્વ ત્હમારી માત્ર કટા-

ક્ષનો મહિમા, ત્યારે પછી સાક્ષાત્ દષ્ટીનું તો શું કહી શકાય ? ભાવાર્થ કે ત્હારા લોચનનો વૈભવ કોઇ વર્ણવી શકે તેમ નથી.

પણ લક્ષ્મીજીનો એટલો વૈભવ તે હમારે શા કામનો એમ ગણવાનું નથી કારણ તે આપણું પ્રાર્થિત આપવાને તૈયાર છે અને સર્વની ત્હેની કૃપાની જરૂરીયાત પણ છે. તેથી પતિનું સુખ ભોગવતી માતા પાસે પોતાને જોઇતી વસ્તુ માગે છે.

आनंदात्मनिरीश मज्जनमदक्षो बालसैरागलत्प्रेमा
द्रैरपि कूलमुद्वहत्कृपा संप्लावितास्मादशैः ॥
पद्मे ते प्रतिबिंदुबद्धकलिक ब्रह्मादिविष्कंमकैरैश्व·
र्योद्गम गद्गदैरशरणंमापालयालोकितैः ॥ ४२ ॥

## હરિગીત.

આનંદ ઘન જે ઇશ તે માંહે ડુબી બની મત્ત છે
આલસ્યપુર પણ પૂર્ણ પ્રેમ રસે ભીંજાઇ કટાક્ષ જે
જેની કૃપા મર્યાદ મૂકી બહાર વહેતી નદી સમે
વહે તે વડે અમસમ દીનોને ભીંજી નાંખે પૂર્ણ તે
પદ્મ કટાક્ષો એવી ત્હારાં જે પ્રતિ વરસાદને
ત્હેના મનોરથ પુર, તે બ્રહ્માદી વિષ્કંભક બને
એવાં ત્હારાં મદ અને ઐશ્વય પૂર આ લોકને
હું શરણહીન સદા છું દેવી ! રક્ષજો નિત્યે મ્હને

અર્થ:—આનંદ સ્વરૂપ જે ઇશ ત્હેમાં ડુબી મદ પામેલ, જરા આળસવાળી પણ પરિપૂર્ણ પ્રેમે ભીંજાયેલી ત્હારી કૃપા કટાક્ષો જે કાંઠા મૂકી બહાર વ્હેતી નદી જેવી છે ને તે વડે અમારા જેવા દીનને ભીંજાવે છે તેવી હે પદ્મે ! ત્હારી કટાક્ષ જેના પ્રતિ વરસાવી જેમના

મનોરથ પુરે છે તે બ્રહ્માદી વિષ્કંભક બને છે એવાં ત્હમારાં મદ અને ઐશ્વર્યપુર આલોક નથી હે દેવી ? મ્હને અશરણને પાળજો.

**વિવેચનઃ**—શ્રીજીનાં કટાક્ષો પોતાના ઉપર પડે એ ચાહના છે. પ્રથમ કહી ગયા છે તેમ ત્હેની દૃષ્ટી મૂળમાંજ, કૃપાપુર, ત્હેમાં પાછી પ્રભુ પ્રેમના રસમાં ડુબેલ એટલે તો કૃપાની નદીની મર્યાદા મૂકીજ દે એમાં શું આશ્ચર્ય ! એ કટાક્ષ જેની ઉપર પડે તે કૃતાર્થ થાય છે. દેવદેહ ધારીઓ તેના લાભથી બ્રહ્માદી પદ પામ્યા છે. તેવાં તે કટાક્ષો ઉભય લોકને ઉપયોગી છે. કવિ પોતે બીજા કોઇના પણ શરણ રહિત તે ત્હેમને પાલકરૂપ થવા વિનવે છે અને ત્હેમના ઉપર વર્ણવેલા કટાક્ષના રસપ્રવાહથી ત્હેમને પાલક થવા વિનવે છે.

માગણી માત્ર દૃષ્ટી પાતનીજ માગણી કરી, કારણ કે શ્રીજી એવાં કોમળ છે કે તેમને બીજો શ્રમ દેવાય તેમ નથી એ કહે છે.

**पादारुंद्रतुमेव पंकज रजश्चेटीभृशा लोकितै रंगं**
**म्लानिरथाम्ब साहसाविधौ लीलारविंदग्रहः ॥**
**डोला ते वनमालया हरिभुजे हाकष्ट शब्दास्पदं**
**केन श्रीरतिकोमला तनुरियं वाचां विमर्दक्षमा ॥४३॥**

## લાવણી.

જેનાં ચરણોને કમળની રજ ખુંચે છે
જેના ભણી દાસી પ્રતિક્ષણે નીરખે છે
છે પ્રેમ દૃષ્ટી તોપણ કરમાયે પોતે
દૃષ્ટી ફેરવવા કમળ ગ્રહે છે હસ્તે
વનમાળા પ્રભુની તુજપર હલે સદાયે
એ તે હા ! કેમ તુંથી સહેવાયું જાએ

**એવી અતિ કોમળ દેહ ત્હારી લેખાય**
**તો આવી વાણી મુજ તુંથી સહુન કેમ થાય.**

**અર્થ**:—જેના પદને કમળની રજ ખુંચે છે, જેના ભણી દાસીઓ વારંવાર પ્રેમથી જુએ છે તે પ્રેમ દૃષ્ટી છે છતાં ત્હેનાથી તું કરમાય છે ને તે દૃષ્ટી ફેરવવા ખાતર તું હાથમાં કમળ ગ્રહે છે વળી ભગવાને વનમાળા ધારી છે તે સદા ત્હારીપર હાલે છે તે ઓ ! ત્હારાથી કેમ સહેવાતું હશે ? એવી ત્હારી કોમળ દેહ છે તો તે મ્હારી આવી વાણી તે કેમ સહન કરી શકતી હશે ?

**વિવેચન**:—કમળમાં બેસે તેથી વધુ કોમળ તો કોણ હોય ? પણ તે છતાં કમળની રજ ખુંચે છે. દાસીઓ દિવ્ય છે. દૃષ્ટી પ્રેમાળ છે છતાં તેઓ પણ પોતાની સ્હામું આખો વખત જોયા કરે તે સહન ન થતું હોવાથી ત્હેમની નજર બીજે લઇ જવા હાથમાં કમળ પકડેલ છે એવી કોમળ તે પ્રભુની વનમાળા શી રીતે સહન કરતી હોઇશ. એ વિચારથી પોતાની વાણી તો કેવી કઠોર લાગતી હશે એમ થઈ જાય છે.

એનો નિત્ય નિવાસ પણ કેવે ઠેકાણે છે તે કહે છે.

**आमोदाद्भुतशालि यौवनदशा व्याकोचमम्लानि**
**मत्सौंदर्यामृत सेकशीतलमिदं लावण्य सूत्रार्पितम्॥**
**श्रीरंगेश्वरि कोमलांग सुमनस्संदर्भणंत्वंचिते कांतोरः**
**प्रातियत्नमर्हातिकविं धिङ्मामकांडाकुलेम् ॥ ४४ ॥**

**સવૈયા એકત્રીસા.**

વન દશા અપૂર્વ સુગંધીત જે વિકસી ન જરા કરમાય
પણ સૌંદર્ય સુધા બિંદુ પડવાથી પૂર્ણ શીતલતા છાય

ને લાવણ્યરૂપી સૂત્રે પ્રોવાયેલી રંગેશ્વરી હે।
ત્હારા કોમળ અંગ રૂપી કુસુમોની સુંદર માળ બને
તે તવ કાન્ત ઉરે અર્પણ થાવાને યોગ્ય વિચારે એ
તિરસ્કાર આવે કવિને જોઇ, અઘટીત સ્થાને વ્યાકુળ તે.

**અર્થ:**—અદ્‌ભુત સુગંધવાળી યૌવનદશા જે વિકસીને જરા પણ કરમાઈ નથી પણ ઓર ત્હેના પર સૌંદર્યરૂપ અમૃતનાં બિંદુ પડવાથી તેમાં શીતલતા આવી છે. ને લાવણ્યરૂપી સૂત્રમાં પરોવાયલી હે રંગેશ્વરિ ? ત્હારાં કોમળ અંગરૂપી કુસુમોની સુંદરમાળા બની તું ત્હારા કાન્તના ઉર ઉપર અર્પવા યોગ્ય થઈ પણ તે કેવા અઘટીત સ્થાનમાં ! એ જોઈ કવિને તિરસ્કાર આવે છે.

**વિવેચન:**—લક્ષ્મીને માળાની ઉપમા આપી. તે અતિ મૃદુને અતિ કઠોર વક્ષ જે દૈત્યને વિદારવાજ ઘાટ ઘડે ત્યાં અર્પણ કરવાની તે કેવું ? વક્ષમાં લક્ષ્મીજીનો વાસ તે શોભા રૂપ છે. પણ કવિ વિલક્ષણ રીતેજ તે વર્ણવે છે.

આવું દુઃખ છતાં પોતે તો ભલાંજ તેથી ત્હેનાં ભોગ્ય રૂપજ બને છે. લક્ષ્મીજીની ઉદારતા અથવા પતિ અયોગ્ય નથી એમ પાછું ચતુરાઇથી સમજાવે છે.

**मर्मस्पृशोरसशिरा व्यतिविध्यवृतेः कांतोपभोग ललितैर्लुलितांग यष्टिः ।**

**पुष्पावलीव रसिक भ्रमरोप भुक्तात्वं देवि नित्य मभिनंदयसे मुकुंदम् ॥ ४५ ॥**

## હરિગીત.

મર્મે કરીને સ્પર્શ ઉરની શીરા વિંધી નાખતા
તુજ નાથના ઉપયોગથી, વળી વાંકી સોટી લુલીતા,

**જ્યમ પુષ્પ માળા ભોગવે છે રસિક મધુકર તે રીતે બની માળ નિત્ય મુકુંદને દેવી! તું તે. આનંદ દે.**

**અર્થ**:—મર્મે સ્પર્શ કરે એવી ઉરની શીરા વિંધિ નાખતા ત્હારા નાથના ઉપભોગથી લલીત સોટી વાંકી વળી છે. જેમ રસિક ભ્રમર પુષ્પમાળાને ભોગવે છે તેમ દેવી તું નિત્ય મુકુંદને આનંદ દેછે.

**વિવેચન**:—પતિના હૃદયભેદક વિહારજ ઉગ્ર છે. ખરેખર ત્હેનાથી તે કાળજાં કોરાવીને પ્રેમરસ લુંટી લેછે ને ત્હેના આગળ તે લલિત સોટી વાંકી વળી પણ જાય છે જેમ પુષ્પમાળા રસિક ભ્રમરને પોતાના રસથી આનંદ આપે છે, તેમ તું ત્હારા રસિકપણાથી ભગવાનને પ્રસન્ન કરે છે, ને એ રીતે પતિ અયોગ્ય નથી પણ જેવો ત્હારે હોવો જોઇએ તેવોજ છે એમ ફેરવીને કહ્યું.

સ્વરૂપ રૂપ ગુણ વૈભવનું વર્ણન કર્યું હવે આભૂષણ વિશે કહે છે.

**कनकरसना मुक्ता तारंकहार ललाटिका मणिसर तुलाकोटि प्रायैर्जनार्दन जीविके ।**
**प्रकृतिमधुरंगात्रं जागर्तिमुग्धविभूषणवैर्लयशकलैर्दुग्धं पुष्पैश्च कल्पलता यथा ॥ ४८ ॥**

**હરિણી.**

કનક રસના, મુક્તાપત્રો સુરત્ન લલાટીકા
મણી વિવિધ છે તેવા હારો વિભૂષણ મુગ્ધ શાં
તન મધુર છે, તેનાથી એ દીપે વધુ ભૂષણે
દુધ, શકલથી વેલી, પુષ્પે દીપે વધુ તે રીતે

**અર્થ**—કંચનની કાંશી, મોતીનો કર્ણ પત્ર, મણીથી જડીત નખલો, વિવિધ રત્નોવાળા હાર એવાં મુગ્ધ

વિભૂષણ છે ને જાતેજ તન મધુર છે તે ભૂષણથી વિશેષ દીપે છે જેમ દૂધ સાકરથી ને વેલી પુષ્પથી શોભે છે તેની રીતે

**વિવેચન:—**શ્રીજીની સ્વત;શોભાજ સંપૂર્ણ છે ત્હેમાં વિવિધ ભૂષણોથી વૃદ્ધી થાય છે. તે શોભાની ખામી હોવાથી ખામી પુરી કરવા નથી પણ દૂધની મીઠાશને વેલીની શોભા સાકરને પૂષ્પથી વધે છે તેમ વધારવા છે.

બીજાં ભગવાનની સાથેનાંજ ભૂષણો તે વિશે કહે છે.

**सामान्यभोग्यमपिकौस्तुभ वैजयंन्तीपंचा युधादि रमणः स्वयमेव बिभ्रत् ।**
**तन्द्वार खेदमिवते परिहर्तुकामः श्रीरंगधाम मणि मंजरि गाहते त्वाम् ॥ ४७ ॥**

### વસંત તિલકા.

**સામાન્ય ભોગ્ય રૂપ કૌસ્તુભી વૈજયંતી,**
**પંચાયુધાદિ તવકાંત ધરેજ તેથી**
**નીવારવા શ્રમ સ્પૃહાથી તુંને પ્રીતે તે**
**શ્રીરંગધામ મણી મંજરી ! નિત્ય ભેટે.**

**અર્થ:—**કૌસ્તુભરત્ન, વૈજયંતી માળા, ને પાંચે આયુધ આદી બેઉના સામાન્ય ભોગ છે, તો પણ તે ત્હારા કાંત ધારે છે ને તેથી પડતો શ્રમ નીવારવા સારૂજ હે શ્રી રંગધામમણી મંજરી ? જાણે તે ત્હને નિત્ય ભેટે છે.

**વિવેચન:—**કૌસ્તુભને વૈજયન્તી પ્રભુના વક્ષમાં શ્રીજીની પાસેજ આયુધોની વચ્ચમાં છે એ ભૂષણો પણ શ્રીજીને શોભા આપે છે. પણ તે કાંઇ ત્હેમને ધારણ નથી કરવાં પડતાં. ભગવાનજ ધારે છે ને ત્હેમના શ્રમથી શ્રમિત બની તે નીવારવા શ્રીજીને તેઓ ભેટયા હોય એવું ભાસે છે.

જેમ શ્રીજી પ્રભુના રૂપની શોભા વધારનાર છે તેમ ચરિત્રની શોભા પણ વધારે છે એ દૃષ્ટાન્તથી સમજાવે છે.

यदि मनुजतिरश्चां लीलया तुल्य वृत्ते रनुजनु रनुरूपा देविना वातारिष्यः ।
असरसमभविष्यन्नर्मनाथस्यमार्द्दरदल दरविन्दो-दंत कांतायताक्षी ॥ ४८ ॥

## શાર્દુલ.

**દેવી ! જો પ્રભુ સાથ તું નરપશું સર્વે લીલાને સમે**
**રાખી વૃત્ત સમાન જન્મ લઇને ના જો અનુરૂપ તે**
**સવમાં બની હોત તો નિરસ શી સર્વે ક્રીડા થાત એ,**
**ખીલેલા અરવિંદની દ્યુતિસમી સુલોચની મ તહે !**

**અર્થ:**—હે દેવી ? જો માણસ પશુ રૂપ આદી પ્રભુની સર્વ લીલામાં ત્હેની સાથે સમાન વૃત્ત રાખી જન્મ લઇ સર્વેમાં અનુરૂપ ન બની હોત તો ત્હારા પતિની સર્વ ક્રીડા હે ખીલેલાં અરવિંદની કાન્તિ સમાન લોચનવાળી માતા! નિરસ લાગત.

**વિવેચન:**—રામકૃષ્ણાવતાર, તે પુરૂષાકાર ને વરાહ આદી પશુ આકાર થયા ત્યારે, જાનકીજી રૂકમીણી, ભૂ-દેવી આદી રૂપે જો શ્રીજી ન પ્રકટયાં હોત ને ત્હેને અ-નુરૂપ ચેષ્ટાઓ ન કરી હોત તો પ્રભુની પ્રભુતા પુરી ન પ્રકટત. તથા એવી રસવાળી લીલા ન થાત. જન સમૂહનું ચિત્ત આકર્ષવા પ્રભુને સહાય રૂપ થાય છે. ને ઉદ્ધારના કાર્યમાં સહાય આપે છે ને તે એવી કૃતિ કરી સિદ્ધ કર્યું છે.

અવતારથી સહાય આપે છે એટલુંજ નહિ પરંતુ ભ-

ગવાનનો શ્રમ પણ ઓછો કરે છે જેથી પ્રભુ વગર કંટાળે પોતાનું કાર્ય કરે છે ને તે સારૂ એક બીજું દૃષ્ટાંત આપે છે.

**स्खलित कटकमाल्यैर्दो र्भिरब्धिं मुरारेर्भगवति दधिमाथंमथ्नतः श्रांति शांत्यै ।**

**भ्रमदमृततरंगावर्ततः प्रादुरासीः स्मितनयन सुधाभिः सिंचती चांद्रिकेव ॥ ४९ ॥**

## ઝુલણા છંદ.

સ્ખલીત કંકણને માળ ધારી કરે જેમ દહીંને મથે
તેમ સિન્ધુ
અતિ મથ્યો મથતાં શ્રમ હરિને પડ્યો તેથી હે ભગ-
વતિ દેવી શ્રી ! તું
શાન્તિ સારૂ સુધા છોળ ઘુમરીથકી સમયપર પ્રકટ
માત ! ને ત્હેં
ચંદ્રિકા તુલ્ય સ્મિત અને ચક્ષુ કટાક્ષો સુધાએથી
સિંચ્યા પતિને.

**અર્થઃ**—જેમ દહીંને મથે તેમ સમુદ્રને ખણુખણુતાં કંકણ ને માળાવાળા હસ્તથી મથતાં હે ભગવતી શ્રી ? મુરારીને શ્રમ થયો ત્હેની શાન્તિ સારૂ ભમતા, અમૃત છોળ ઉરાડતા સમુદ્રમાંથી તું પ્રકટ થઈ તે ત્હારા સ્મિત અને નયનથી ચન્દ્રિકા પેઠે પતિને સિંચ્યા.

**વિવેચનઃ**—રસિક ભૂષણ ધારેલ રસિક પતિએ પરાર્થે અતિશ્રમ લીધો ને ત્હેમાં થાકયા હશે એવું લાગવાથી ત્હમે તુરત લક્ષ્મીરૂપે ત્યાંથી પ્રકટયાં ને સ્મિત તથા કટાક્ષમાંથી સુધા વરસાવી ત્હેમને શાન્ત કર્યા, એવીજ રીતે ત્હેમના ખરા કામના સમયમાં શ્રીજી સ્હાયકારીને શ્રમ કરનારાં થાય છે.

વળી કદી તો એનાથી વધી પણ જાય છે પ્રસંગ આવતાં તે દેખાડી પણ આપે છે ને તે જગપ્રસિદ્ધ કથની કહે છે.

मातर्मैथिलिराक्षसी स्त्वयितदैवाद्रांपराधास्त्वया
रक्षन्त्यापवनात्मजाल्लघुतरा रामस्यगोष्टीकृता ।
काकंतंचविभीषणंशरणमित्युक्तिक्षमोरक्षतः
सानःसांद्रमहागसः सुखयतुक्षांतिस्तवाकस्मिकी ॥५०॥

**હરિગીત.**

રક્ષણ કર્યું હનુમાનજીથી સર્વ રાક્ષસીયોનું ત્હેં
મૈથાલી માતા ! આર્દ્ર દોષો ત્હેમના હઇને ખરે
ને તે પળે રક્ષા કરી શ્રીરામ ગોષ્ઠી લઘુ ત્હમે
રક્ષે પ્રભુ વદાએ જતા " શરણે છીએ " એવું અમે
તે યોગ્ય કાકાસુર વિભિષણને ગણ્યા પછી તેથી તો
ત્હારો ક્ષમા નિર્હેતુ સુખદા યાચીએ દીન દોષીતો.

**અર્થ**:—હે મૈથિલિ માતા ? ત્હારા તાજા અપરાધ ક-
રનારી રાક્ષસીઓ હોવા છતાં તે કાળેજ ત્હેં હનુમાનથી
ત્હેમનું રક્ષણ કર્યું અને તેથી કરીને શ્રીરામ સ્વામીની વાત
હલકી કરી નાંખી (કારણ કે) પ્રભુએ તો કાકાસુર, વિ-
ભિષણ આદીએ "હમે શરણે છીએ" એમ જ્યારે કહ્યું
ત્યારેજ રક્ષણ યોગ્ય ગણ્યા. તેથી હમે તાજા અપરાધી
તો ત્હારી હેતુરહીત ક્ષમા યાચીએ છીએ.

**વિવેચન**:—જાનકીજીને લંકામાં જે રાક્ષસીઓ અત્યંત
દુઃખ દેતી હતી તેમને રાવણ વધ પછી તરત હનુમાનજી
શિક્ષા કરવા આવ્યા ત્યારે જાનકીજીએ તેવું કરવાની ના
પાડી ને સર્વે રાક્ષસીઓને બચાવી—જો કે તેમણે તો ર-
ક્ષણ સારૂ યાચના નહોતી કરી, ને શ્રીરામ સ્વામીએ કા-
કાસુર વિભિષણ વિગેરે પગે પડ્યા અને પોતાના રક્ષણ
સારૂ યાચના કરી ત્યારેજ અભય આપ્યું. એ રીતે માતાએ
યાચના વગર ને પિતાએ યાચના કર્યા પછી રક્ષણ કર્યું.
તેથી પ્રભુ કરતાં લક્ષ્મીજીની વાત ચડી ગઇ.

ને તેથીજ પ્રથમ શ્રીજીને પ્રાર્થી પ્રભુ પાસે જઇએ તો ઝટ સ્હાય મળશે. ને એ વાતજ હવે સમજાવે છે.

पितेवत्वत्प्रेयान्जयतिपरिपूर्णागसिजनेहितःस्रोतो वृत्याभवतिचकदाचित्कलुषधीः ।

किंमेतन्निर्दोषः कइहजगतीतित्वमुचितै रुपायैर्विस्मार्यस्वजनयसिमातातदसिनः ॥५१॥

## લાવણી.

પરીપૂર્ણ અપરાધી જનોનું ઇચ્છી હિત તે વૃત્તિ વડે
પ્રભુ પિતાસમ રોષિત થાતાં હે જનની! તું આવું વદે
'શું નિર્દોષ નથી ના! તો કો વિશ્વે' કહી કરી ઉચિતઉપાય
પતિકોપ ભૂલાવી કરે નીજ જન તેથી અમ માત ગણાય.

અર્થઃ—હે જનની ? પ્રભુ કદાપિ પિતાની જેમ રોષિત થાય છે, તો તેવે પ્રસંગે પરિપૂર્ણ અપરાધી જનોનું હિત ઇચ્છી તેવી વૃત્તિથી તું "શું એ નિર્દોષ નથી ? નથી ? તો પછી વિશ્વમાં નિર્દોષ છેજ કોણ ?" એવું પ્રસંગાનુસાર બોલી પતિનો રોષ ભુલાવી અમને પોતાના કરાવી લેછે એટલા માટેજ તું અમારી માતા ગણાય છે.

**વિવેચનઃ**—જગતમાં પિતાનો સ્વભાવ શ્રેયસ્કરને માતાનો પ્રિયકર કહેવાય છે તે એ સ્વભાવજ જગતમાં નહિ પણ કોટી બ્રહ્માંડના સ્વભાવિક માતાપિતાના છે. જ્યારે ખરાં અપરાધી હોય ત્યારે ત્હેને શિક્ષા કરવી યોગ્ય છે એવું પ્રભુ ધારે તે વખતે શ્રીજી જગતમાં ખરેખર નિર્દોષ કોઇ નથી વિગેરે પ્રસંગને ઘટતું સમજાવી કોપ ભુલાવે છે એ ત્હેનો પ્રભાવ સમજી પછી ત્હેનો ને પ્રભુનો લ્હાવ લે છે તે ધન્ય છે.

ને તેથી કવિ પોતે પણ તેમના દ્વારાજ તરવા માગે છે. ને શ્રીજીની આવી શ્રેષ્ઠતા પ્રમાણથી સિદ્ધ કરી આપી કહે છે.

मातर्लक्ष्मि यथैव मैथिलजनस्तेनाध्वनातेवयंत्वद्दा-
स्यैकरसाभिमानसुभगैर्भावैरिहामुत्र च ।
जामाता दयितस्तवेति भवतीसंबंधदृष्ट्याहरिं
पश्येम प्रतिपामयामच परीचारान् प्रहृष्येमच ॥५२॥

## ઝુલણા છંદ.

જેમ મૈથિલ જનો, માત લક્ષ્મી ! " જમાઇ હમારા "
" પતિ આપના " એ
સ્નેહ સંબંધની દૃષ્ટિથી નિરખીયા હરીને, તેથી એ પંથમાંહે
રહીહમેઆપના દાસપણ રસ-અભિમાન મીઠા સ્વભાવે કરી-તે
સુખ નિહાળી અને પામી પ્રભુની સેવ આનંદમાં ડુબશું નિત્યે.

**અર્થ:**—હે લક્ષ્મી માતા ! જેમ મૌથિલજનો "હમારો જમાઇ" "ત્હારો પતિ" એ સંબંધે એવી દૃષ્ટિથી હરીને નિરખી શકયા. તેથી તેજ માર્ગે હમે પણ ત્હારા દાસત્વનાજ રસ અભિમાન, અને મીઠાભાવ વડે આ લોકનાં સુખને પરલોકમાં પ્રભુની સેવા પામી આનંદમાં ડુબીશું.

**વિવેચન:**—શ્રીજીના સંબંધથીજ હરિના સંબંધી કરવામાં સેવાનો પૂર્ણ લ્હાવ મળશે અને અહીં પણ સુખ મળશે અને એટલા માટે દાસત્વ સ્વીકારવું યોગ્ય ગણ્યું. જનકપુરીના વાસીના દૃષ્ટાંતથી એ નક્કી થયું છે. માત્ર સંબંધથી પિતાનો સંબંધ નિર્વાહ પામે છે સહુ તે કરી શકે તેમ છે પણ દાસપણાનું અભિમાન ત્હેમાં એક રસતા વિગેરે ધ્યાનમાં રાખીને કરવું જોઇએ તેમજ સ્વભાવ પણ મીઠો સહુને સુખકર જોઇએ.

માતા જનો માટે કેટલું કેટલું કરે છે ? માત્ર કટાક્ષોથી શ્રીહરિનો શ્રમ હરીને અથવા તો અવતારમાં સહાય આપીજ નહિ પણ પોતે કષ્ટ વેઠીને પણ ઘણું કરે છે તે કેવી રીતે તે સમજાવે છે—

नेतुर्नित्यसहायिनी जननिनस्त्रातुंत्वमत्रागता लोके-
त्वन्महिमावबोधबधिरे प्राप्ताविमर्द्दंबहुक्लिष्टंग्रा वसु-
मालतीमृदुपदंविश्लिष्य वासोवने जातोधिक्करुणां
धिगस्तुयुवयोः स्वातंत्र्यमत्यंकुशम् ॥ ५२ ॥

## લાવણી.

નેતાની નિત્ય સહાયક જનની હમારી !
અમ તારણ કાજે આ લોકે તું પધારી
તુજ મહિમા જ્ઞાનથી બધિર વસે છે આંહી
તેથી તું બહુ અથડામણ પામી માઈ !
તુજ માલતી જેવા પદ કંટકમાં ચાલ્યા
વનવાસ વિશે વિશ્લેષ કષ્ટ શું હા ! હા !
છે ધિક્ માત એવી તુજ અતિ કરૂણાને
વળી ધિક્ નિરંકુશ ત્હારી સ્વતંત્રતાને.

**અર્થઃ**—નેતાની નિત્ય સ્હાય કરનારી હે જનની ! અમને તારવા તું આ લોકમાં આવી. અહીં ત્હારા મહિમાના જ્ઞાનથી બધિર લોકોજ વસે છે તેથી તું બહુ અથડામણ પામી. ત્હારા માલતી જેવા પાદ કંટકમાં ચાલ્યા ને વનવાસમાં પણ વિયોગ થયો એ તે અરેરે કેવું કષ્ટ ! એવી ત્હારી કરૂણાને પણ ધિક્કાર છે ને ત્હમારી નિરંકુશ સ્વતંત્રતાને ધિક્કાર છે.

**વિવેચનઃ**—પ્રભુ સકળલોકના નેતા છે. સર્વ લોકનું નિયમન કરે છે ને ત્હેમાં શ્રીજી સહાય કરે છે. એટલે પ્રભુની સંગાથે આ લોકને તારવા શ્રી પણ આવે છે. રામાવતારમાં જાનકીજી થઇ પધાર્યાં પણ ત્હમે કોણ ને ત્હમારો શું વૈભવ મહિમા તેનાથી હમે સર્વ અજ્ઞાન એટલે ત્હમારી કૃપા, મૃદુતા ન સમજતાં ઉલટાં દુઃખી કર્યાં. હમારે લીધે વનમાં રખડવું પડ્યું ને વળી પાછું રાવણ

હરી ગયાથી પતિથી વિયોગ સહન કરવો પડયો. એવી ત્હમારી કરૂણાને પણ ધિક્કાર છે ને એવી કોઇના પણ અંકુશ વિનાની સ્વતંત્રતાને પણ ધિક્કાર છે. હમારે તે એમાંથી કાંઇ નથી જોઇતું. હમે અજ્ઞાની ત્હેને યોગ્ય નથી.

વાસ્તવિકમાં તો ત્હેમને કષ્ટ સહન કરવું પડતુંજ નથી. પણ તેઓ પરોપકારાર્થે કેટલું કરે છે. ને એવાનું કારણ કેટલું ઉપયોગી છે તે બતાવવાને કૃતિની પ્રશંસા કરવાની આ વિલક્ષણ ઢબ છે ત્હેઓ એવાં યોગ્ય છે ને ત્હેમના પતિ પણ એ યોગ્યતા પરખી કેટલું કરે છે તે કહે છે.

**अधिशयितवानब्धिनाथोममंथबबंधतंहरधनुरसौ वल्लीभंजंबभंजचमैथिलि ।**

**अपिदशमुखंलूत्वारक्षः कबंधमनर्त्तयत्किमिवनपतिः कर्त्तात्वच्चाटुचंचुमनोरथः ॥ ५४ ॥**

**શાર્દુલ.**

પોઢયા સાગર માંહે છે પ્રભુ અને બાંધ્યો મથ્યો સુસિન્ધુને
તોડયું વેલની તુલ્ય, શંભુ ધનુને, ને મૈથીલી માત હે?
મારીને દશ ગ્રીવને નચવીયાં દૈત્યો કબંધો પછી
ઇચ્છાથી તવ વાણી મીઠી સુણવા શું ના કરે તે પતિ.

**અર્થ**:—પ્રભુએ સમુદ્રમાં શયન કર્યું સાગર મથ્યો ને બાંધ્યો. શંભુના ધનુષ્યને વેલીની પેઠે તોડયું, ને હે મૈથીલી માતા! દશમુખ (રાવણ) ને મારી રાક્ષસોનાં ધડ નાચતાં કર્યાં તો પછી ત્હારાં મીઠાં વચન સાંભળવાની આશામાં (એથી પણ વધુ) ત્હારો પતિ શું ન કરે?

**વિવેચન**:—ક્ષીરસાગરમાં શયન કર્યું ને ત્હેમને સારૂ, આખો સમુદ્ર મંથ્યો. વળી સમુદ્ર ત્હેમને મેળવવા સારૂ બાંધ્યો, શિવજીનું ધનુષ્ય પણ ત્હેમને મેળવવા તોડયું. ને છૂટાં પડયાં ત્યારે પાછાં પ્રાપ્ત કરવા રાવણને માર્યો. ત્હેનાં

હે જનની! વળી પ્રિયની પ્રીતિકાજ પરમ પદ પાળો છો
પણ વિસારી પરમ વ્યોમને સાગર–મજ્જેમાન ત્હમો !
અમ જેવાના રક્ષણ સારૂ રંગ ધામમાં મોદ કરો.

**અર્થઃ**—પોતાના જન્મ ગૃહ તરીકે ક્ષીર સાગરને અતિ પ્રેમથી માનોછો વળી હે જનની ? પતિની પ્રીતિ સારૂ પરમપદને પણ પાળોછો પણ એ સાગર અને પરમ આકાશ બન્નેને વિસારીને શ્રી રંગધામમાં જે બહુ આનંદ કરોછો તે તો હમારા જેવાના રક્ષણ માટેજ.

**વિવેચનઃ**—ક્ષીરસાગર ને પરમપદ બન્ને પૂર્ણ આનંદદાયક છે. સાગર પોતાની ઉત્પતિનું સ્થળ ને વૈકુંઠ ભગવાનનું ધામ તેથી બન્ને જગે બેઉ સાથેજ આનંદ કરોછો તેમ છતાં હમારા જેવા રંકના રક્ષણ સારૂ રંગધામમાં આવી વસ્યાં છો ને ત્યાં પણ આનંદ કરોછો ત્યાં તેજ અહિં છે.

અને તે ફરીફરી શ્રદ્ધા આણવા ઉલટાવી કહે છે.

**औदार्यकारुणिकताश्रितवत्सलत्व पूर्वेषुसर्वमति शायितमत्र मातः ।**
**श्रीरंगधाम्नि यदुतान्यदुदारहन्ति सीतावतारमुखमेतदमुष्ययोग्यम् ॥ ५७ ॥**

## હરિગીત.

ઔદાર્ય ને કારૂણ્ય આશ્રિત વત્સલત્વ ગુણો બધા
પૂર્વેથી તુજમાં માત ! એ અત્યંત સર્વ રહ્યા હતા
કિન્તુ સિતાદિ, જેમ અવતારો મહીં પ્રકટાવીયા
વા અહીં શ્રી રંગધામે પૂર્ણ તે દરશાવીયા.

**અર્થઃ**—હે માતા ! ઉદારતા, કરૂણા, આશ્રિત વત્સલતા આદિ સર્વ ગુણો પૂર્વથી ત્હમારામાં હતા પણ તે જેમ સિતા ઇત્યાદી અવતારોમાં અહિં પ્રગટાવ્યા હતા તેવાજ શ્રી રંગધામમાં પણ દર્શાવ્યા છે.

**વિવેચનઃ**—કોઈ અવતારમાં કોઇ ગુણ, બીજામાં બીજો, એમ દેખાડયા તો પણ તે સર્વ એકઠા કરી અહિં શ્રી રંગધામમાં અર્ચાવતાર લઇ દેખાડયા એટલે સર્વનો એકત્ર લ્હાવ ત્યાં મળે છે અને તે અર્ચા પણ મનુષ્યની સ્થાપેલ નહીં પણ બ્રહ્માદિ સારૂ પ્રગટેલ તે હમારે સારૂ હમને તારવા અહિં રહ્યાં છો ને સર્વ હલકામાં હલકુ પણ સ્વીકારોછો.

એ પોતે અનુભવ્યું છે ને સારી રીને સમજી વખાણે છે.

**ऐश्वर्यमक्षरगतिं परमंपदंवा कस्मैचिदंजलिभरंवहते वितीर्य ॥**

**अस्मैन किंचिदुचितंकृतमित्यथाम्बत्वंलज्जसे कथय कोयमुदारभावः ॥ ५८ ॥**

**મંદાક્રાન્તા.**

અંબે ! કોઇ, કદીજ તુજને, અંજલી જો કરે છે,<br>
તો ત્હેને તું, પરમપદ, વા અક્ષરે ઐશ્વરે દે<br>
આપે તોયે " ઘટિત ન દીધું " એમ લજ્જિત થાયે<br>
આતે કેવું, તુજ ઉંચ મને ભાવશું ? બોલી જા, એ

**અર્થઃ**—હે અંબે ! કદી કોઇ ત્હને અંજલી કરી દેછે તો તેને ઐશ્ચર્ય કૈવલ્ય પ્રાપ્તિ અથવા પરમપદ પણ આપી દેછે ને એટલું આપે છતાં "કાંઇ ઘટિત ન આપ્યું" એમ લજ્જિત થાય. છે કહો ખરાં કે આ તે તમારૂં કેવું ઉદાર મન ને કેવો ભાવ ?

**વિવેચનઃ**—ખરા મનથી એક વખત પણ હાથ જોડી માગે તો માગનારનો બેડો પાર. બ્રહ્માદિ સુધીનું ઐશ્વર્ય આપે, કૈવલ્ય પ્રાપ્તિનું દાન આપે અથવા પરમપદ માગે તો તે પણ આપે, એ તો માગનારના મનોરથ પર આધાર પણ આપે છતાં પોતાને તો અસંતોષજ રહે છે કે મ્હેં કાંઇ ન કર્યું. એવું ઉદારને સ્નેહાળ મન છે. એટલે માગનારે તો માગતાં ફરી માગવું પડે તેવું રાખવુંજ નહિ.

શું માગવું તે પોતે માગી પોતાનાંને શીખવે છે.

ज्ञानक्रियाभजनसम्पद किंचनोहमिच्छाधिकार शकनानु शयानभिज्ञः ।
आगासि देविग्रुवयोरपि दुःसहानि बघ्नामिमूर्ख चरितस्तव दुर्भरोस्मि ॥ ५९ ॥

**શાર્દુલ.**

હું છું જ્ઞાન ક્રિયા વળી ભજનના સંપત્તિથી હીનને
તોયે સેવ સ્પૃહા કરૂં નથી ગ્હને તે યોગ્ય વૈરાગ્ય જે
ને દેવી ! વળી નિત્ય દોષ દુઃસરે હું તો કરે જાઉં છું.
એવો મૂર્ખ ચરિત્રવાન હું ત્હને બોજા રૂપે થાઉં છું.

**અર્થ:**—હું જ્ઞાન ક્રિયા અને ભજન સર્વે સંપત્તિ વિનાનો છું, છતાં સેવાની ઈચ્છા રાખું છું ત્હેને યોગ્ય પણ વૈરાગ્ય આદિ જે જોઇએ તે નથી. હે દેવી ! વળી પાછો નિત્ય નવા નવા દુઃસહ દોષો કરે જાઉં છું એ મૂર્ખ ચરિત્રવાળો હું ત્હને બોજારૂપ થાઉં છું.

**વિવેચન:**—ભક્તિ ઉપાય, ને જ્ઞાન કર્મ ત્હેનાં અંગ, તેવી ભક્તિ તે નથીજ એટલે પ્રપત્તિતો ક્યાંથીજ હોય ? પરંતુ તેને યોગ્ય વૈરાગ્ય આદિ જોઇએ તે પણ નથી. ને ઓર વિશેષમાં સહન ન થાય તેવા દોષો કરે જાઉં છું એવો મૂર્ખ ચરિત્રવાળો હું છું, છતાં પાછો આપનો છું સહાય કરો આદિ કહી ભારરૂપ થઇ સંતાપું છું એવો આશ્રિત મલ્યો છે.

એવો " આશ્રિત છું " તે પણ વ્યર્થ બકવાદ છે ત્યાં સુધીની અકિંચિનતા દર્શાવતાં કબુલે છે.

इत्युक्तिकैतवशतेन विडंवयामि तानम्वसत्यवचसः पुराणान् ।
यद्वानमेभुजवलं तवपादपद्मलाभेत्त्वमेव शरणं त्विश्रितः कृतासि ॥ ६० ॥

## લાવણી.

હું વસું શરદ શત રૂતુ સુધી શ્રીરંગે
નિષ્કંટક, દુઃખહીન, વિવિધ સુખોના રંગે
તુજ દાસપણામાં રસિક, સુહૃદ જન માંહે
રક્ત તુજ ચરણ કમળમાં ત્યાંહે
છે તુંજ મ્હારૂં સર્વસ્વ તેથી આનંદે
નિજ પૂર્ણ કૃપાથી સ્વીકાર મુજને અંતે.

**અર્થઃ**—સો શરદ રૂતુ સુધી શ્રીરંગમાં નિષ્કંટક, દુઃખ વગર, ને વિવિધ સુખ ભોગવતો ત્હારા દાસપણામાં રસિક સુહ્રદ જનોના સમૂહમાં ત્હારાં ચરણ કમલમાં રક્ત બનીને વસું ને અંતે તુંજ મ્હારૂં સર્વસ્વ છે તેથી મને પૂર્ણ કૃપાથી સ્વીકારી લેજે.

**વિવેચનઃ**—સોએ વર્ષ સેવામાંજ જાય ને પછી પણ પરમપદ મળે તેવી ઇચ્છા તથા ત્યાં ચરણકમળમાં નિત્ય રંજીત બનવા સ્પૃહા તેમજ અહીં હોય ત્યાં સુધી કાંઇપણ વિઘ્નરહિત સર્વ પ્રભુભક્તોમાં વસી ત્હેમનો પ્રેમ સમજી સમજાવી આનંદમાં દિવસ નિર્ગમન કરવા ઇચ્છા છે તે છેવટ ત્હેની કૃપાથી તરવાની આશા છે તે માગે છે તેવું માગશે ત્હેને પૂર્ણ ફળશે ને જેનાં ભાગ્ય હશે તે લાભ લેશે સહુએ તે લેવો.





તથાસ્તુ.